

અખંડ સૌભાગ્યવંત વિદુષીબાઇ

# શ્રી સીતાબાઈ વિષ્ણુ

અને

# બાપુજીરાવ વિ. નું

ટુંક

# જીવન ચરિત્ર.



છપાવી પ્રસિદ્ધ કરનાર ઇડરના,

**જેઠાલાલ શીવરામ પંડયા.**

ઠે૦ જોશીવાડામાં ઇડર (મહીકાંઠા.)


સંવત્ ૧૯૭૩. પ્રત ૨૦૦. સને ૧૯૧૭

કિંમત પાંચ આના.

રતિલાલ હરજીવન પટેલે શ્રી કૃષ્ણ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.

અનંતવાડી મુંબઈ નં. ૨.

ॐ



## અર્પણ પત્ર.

મુસફ્ફ, મેહેરબાન, દોસ્તાન, કદરદાન,
વાલાશાન, બુલન મંકાન, ફેજબક્ષ,
ફેજ રસાન, નેક નામ શ્રીમાન,
દીનકે દયાલ પરોપકારી શ્રી
ખાનસાહેબ જાનમહમદ
હુસેનભાઇ, ડેપ્યુટી,
એજ્યુકેશનલ,
ઈન્સ્પેક્ટર
સાહેબ.
જીલ્લો અમદાવાદ, (હાલ પેનસનર).

આપ સાહેબની ઉદારતા, દયા, બ્રહ્મચર્યશીલ વીગેરે સદગુણથી પ્રસન્ન ચીત્ત થઈ બાળપણથીજ રક્ષણહાર છો તેનો બદલો વાળવા અશક્ત આ પુસ્તકનો લખનાર સેવક આ પુસ્તક આપને અર્પણ કરૂ છું અને અંતઃકરણથી આશીર વચન કહું છું કે આપ પુત્રસહ દીર્ઘાયુ ધનવાન કિર્તીવાન થાઓ એવી ખુદાને અરજ કરૂ છું.

નમ્ર તાબેદાર સેવક,

બાપુજીરાવ વિઠ્ઠલ.



આપુજીરાવ વિઠ્ઠલરાવ. યશોદાબાઈ વિષ્ણુ. સીતાબાઈ વિષ્ણુ.

# પ્રસ્તાવના.



આ પુસ્તક લખવાનો હેતુ કે મરનાર વિદુષીબાઇ શ્રી સીતાબાઇના ગુણ તથા કૃત્ય એક ગરીબ કુલીન કુટુંબને દરીદ્રપણાથી દુર કરી સારી સ્થિતિમાં લાવ્યા તેથી તેનું નામ અમર રહેવાની ઇચ્છાથી તથા તેમની જુદા જુદા સ્થળની જુદી જુદી સ્થિતિ તથા જુદા જુદા કામ જણાઇ આવે ને આ પુસ્તક જેના વાંચવામાં આવે તેની જાણને માટે ચરીત્ર લખ્યું છે.

આ પુસ્તકમાં કેટલીક જુજ કવિતા છે. તેમાં બનાવનારના અલ્પજ્ઞાનને લીધે દોષ હશે તો વાંચનાર સમજુ વિદ્વજન દરગુજર કરશો એવી આશા છે.

આ વૃતાંતના કેટલાક મહત કાર્ય અનુભવ વગર અજાણ હોવાને લીધે તે કામમાં મહેરબાન અમદાવાદ જીલ્લાના રીટાયર દે. એ. ઇ. ખાન સાહેબ જાનમહમદ હુસેનભાઇએ પુર્ણ મદદ કરી છે. તેથી તેમનો મોટો ઉપકાર છે. મહેરબાન પાલણપુર, રાધનપુર, સાદરા, ઇડર વીગેરે ઠેકાણે તાલુકા સ્કુલનું કામ કરનાર પ્રસીધ્ધ માસ્તર મી. ગોવરધનદાસે મદદ કરી છે. તેમજ અંકલેશ્વર ઇંગ્રેજી સ્કુલના હેડ માસ્તર ચુનીલાલે મદદ કરી છે તેથી તેમનો આભારી છું.

આ પુસ્તક લખ્યા પછી છપાવવાનો વિચાર કરતાં મુંબઇમાં હાલના સમયમાં ખર્ચ વધુ આવવાથી વિચાર બંધ રાખ્યો પણ છડરના એક સુજ્ઞ શિષ્યે છપાવવા આગ્રહ બતાવ્યો અને ખર્ચ માથે ન પડે તેવી રીતે છપાવવા મદદ આપી તેથી છપાવવા તેનો અધિકાર આપી દીધો આ મદદગાર જેઠાલાલ શીવરામનો મારા ઉપર ગુરૂ પ્રેમ છે. તેથી તેને મારી શુભ આશીશ છે.

લી૦ બાપુજીરાવ.



# પ્રભુ પ્રાર્થના હરિગીત છંદ.

માપ–દરેક ચરણમાં ૧૫ અને ૧૩ એ રીતે ૨૮ માત્રા ને આઠ તાલ છેલો ગુરૂ.

મેહેર કરવા જાચું છું, ગણેશ પુત્ર શંકર તણા,
હેતે થકી કર સાહીને, દે મત સુબુદ્ધિના ઘણા.
રજ ચરણ કેરી શીશ ધરી, ને કર ગરૂ ગણ નાયકા,
બાહે ધરો આશીશ વાણી, શુભ માગું છું વર દાયકા. ૧

ન ખોડ આવે ચરિત્ર રચતા, દાસ પરે કરૂણા કરો,
ગોપાલક રાધા રમણ શ્રી, નિજહસ્ત મુજ શીરપર ધરો.
વરદાન ઘો મા સરસ્વતી હું, અનાથ દિન છું તાહરો,
રક્ષણ હાર છો જ દાસના, અવગુણ ન ગણો માહરો. ૨

ધરતી પરે ન દેખું માડી, તુજ સમાન વિદ્યા મતી,
નવ દેખું ચાતૂરી વળી, ધન ધન્ય દેવી સરસ્વતી.
દાખો સુમાર્ગ મુજને સદા, શુભ કામ કરવા આદરૂં,
સઘળું મન વાંછીત આપો, આલસ્ય મનને નવ ધરૂં. ૩

કુસંગને દુર્વ્યસન ટાળો, આ પદા ને દુર કરી,
તુટી ગયો સંસાર જાળ, સ્ત્રિ રત્ન જાતાં શ્રીહરી.
વધી અરજ અંતરમાં ધરો, ને મન મારૂં નવભમે,
સકળ વાસના દૂર કરીને, મન અર્પ્યું ચર્ણે આસમે. ૪

હરી પાપી હું પરભવ તણો, તવ ભક્તિ કયાંથી મુજ મળે,
ઘરસંસાર મારો દૂર કર્યો, પ્રભુ આપે કળે કળે.
નુકશાન જે જે થયું હવે, ભલે થયું હે નાથજી,
જીવ્હાગ્રે તુજ નામ રટણથી, પામુ તારો સાથ જી. ૫

ઓ પ્રભુ આ તારા દાસને, ત્વરા થકી ઉપાડી લે,
એ અરજ મારી નમ્ર છે તે, દીલ તારા ધારી લે.
શુ વદુ હું વારંવાર પ્રભુ, દયા ન આવે કેમ તને,
નરખડાવ પ્રભુ સ્વાન પેરે, ઠેર ઠેર રે તું મને. ૬

**દોહરો.** બા. વી.

રચવા જીવન ચરીત્રને, સ્મરૂં છું દીન દયાળ.
આપુ ચરણે શરણ છું, કર રંક તણી સંભાળ.

॥ શ્રી ગજાનન નમઃ ॥

# ટુંકમાં જીવન ચરીત્ર.



હું બાપુજીરાવ દક્ષણી દેશસ્ત (રૂગ્વેદી) બ્રાહ્મણ છું મારા પીતાશ્રી વિઠ્ઠલ બળવંત ગજનેત્રી રહેવાસી દક્ષિણમાં તાસગાવ (સતારા જીલ્લામાં) ના એક કુલીન ગૃહસ્થ હતા. તેઓ ખેતી વાડીના કામો (ઘરમાં મરાઠા ગડી રાખી) કરી ગુજરાન ચલાવતા હતા. મારૂં મોસાળ મંગળવેઢા છે. મારા કુટુંબમાં મારા પોતાના પીતા બળવંતરાવ ત્યાં કુલકરણી હતા તેમની હયાતીમાં મારા મોટા કાકા નારાયણરાવ તથા મારા પીતાશ્રી બધા ભેગા કુટુંબમાં દશ બાર માણસ હતાં.

કેટલાક વર્ષ સુધી સુખ શાંતીમાં કુટુંબ આનંદીત હતું બાદ વડીલ આજા બળવંતરાવ ગુજરી ગયા તથા થોડી મુદત પછી આજી આનંદીબાઇ પણ ગુજરી ગયા મારા વડીલ કાકા નારણરાવ મારા પિતા વીઠ્ઠલપંત ઉપર ઘણો પ્રેમ રાખતા હતા, વીઠ્ઠલ પંતનું લગ્ન તેમના પીતાશ્રી બળવંતરાવની હયાતીમાં મંગળવેઢા ગામમાં થયું હતું.

પછી થોડી મુદત પછી મારા કાકાશ્રી નારાયણરાવ ગુજરી ગયા મારી માતુશ્રીને સાસરે તેડાવ્યા નહતા. મારી કાકી મારા પીતાની ઇર્ષા કરવા લાગ્યા તેમને દીવસે તથા રાત્રે ખેતરમાં ખેડુની દેખરેખ માટે રાખવા માંડયા આઠ દશ દીવસે ગામ જોવા મળતું મારા પીતાશ્રીની ઉમર બાવીસ વરસની હતી.

થોડા દીવસ પછી મારા માતુશ્રી શ્રી ભીમાબાઇની ચૌદ વરસની ઉમરે આણું કર્યું ચાર છ માસ તેમને ઘરના વૈતરાની ગુલામગીરી માથે પડી તેઓ ઘણાજ અકળાયા દશ પંદર દીવસે મારા પીતા તથા માતાના દર્શન પંણ થતા નહીં એવી અવસ્થામાં માતુશ્રીને પીયર વળાવ્યા.

મારા પિતાજી અત્યંત દુઃખી સ્થિતિમાં દિન નિર્ગમન કરતા હતા. દરમ્યાન આવી સ્થિતીમાંથી મુકત થઇ સ્વતંત્ર થવાની મારા પીતાશ્રીની ઈચ્છા થઈ.

થોડા દીવસ પછી કેટલાક માણસોની એક મંડળી શ્રી દ્વારકા યાત્રા કરવા તૈયાર થઇ. તેમની સાથે જવા મારા પીતાશ્રીએ મારી કાકીને કાલાવાલા કરી વિનંતી કરી માહા મુશીબતે રજા લીધી.

શકે ૧૭૪૦ ના માઘ શુદ ૧૫ ને દિવસે આ મંડળીએ યાત્રા માટે પ્રયાણ કર્યું, પ્રથમ દીવસે પંઢરપુરની યાત્રા કરી બે દીવસ ત્યાં રહી બાદ સર્વ મંડળીએ મુંબઇ તરફ કુચ કર્યું. મારા પીતાજી પાસે દોરી લોટો તથા પહેરેલા ચાર કપડા સીવાય કંઇ પણ નહોતું, નાણા પૈકી એક શીવરાઇ (દોઢીયું પૈસો) પણ નહોતું મંડળીના માણસોની સેવા ચાકરી ઉઠાવી ગુજરાન કરતા મુંબઇ આવી પહોંચ્યાં આ સમયે મુસાફરીના સાધન સ્થળ માર્ગ બળદ ગાડી તથા જળ માર્ગ ઝાઝ વગર બીજુ કંઇ નહતું.

આ મંડળીમાં ઘણાખરા ભિક્ષુક બ્રાહ્મણ હતા મુંબઇમાં સુમારે પંદર દીવસ મુકામ કરી દાનેશ્વરી દયાળુ શેઠીઆઓ પાસે યાચના કરી દ્વારકા યાત્રા માટે પૂર્ણ સાધન કર્યું, અશાડી અગીઆરસને દિવસે દરીયા માર્ગે ઝાઝમાં બેસી મુંબઇથી દ્વારકા તરફ નિકળતા પહેલે દીવસે ભરૂચ મુકામ કર્યો અત્રેથી રેવાજીના સ્નાન ચાણોદ કર્ણાળી વીગેરે જાત્રા શુકદેવજીના દર્શન કરી પાછા ભરૂચ બંદરથી દ્વારકા તરફ જવા વહાણમાં બેઠા.

બીજે દીવસે દીવ બંદર થઇ સોમનાથ પાટણ રહી જાત્રા પુર્ણ કરી.

ત્રીજે દીવસે શ્રી દ્વારીકાપુરીમાં ગયા, શ્રી રણછોડરાયના દર્શન કર્યા, અહી પંદર દીવસ રહી આસપાસની જાત્રાઓ પુર્ણ કરી.

બાદ દક્ષણના તાસગામના સાથીઓ પોતાના વતન જવા નિકળ્યા, મારા પિતાશ્રીએ તેમની સાથે પાછા જવાનો વિચાર માંડી વાળ્યો, કારણ પોતાના કુટંબમાં કુસંપને લીધે હામ ચાલી નહીં,

હામ દામ બન્ને નહી હોવાથી તેઓએ ગુજરાન અર્થે નોકરી શોધવા માંડી અને દક્ષિણના સાથીઓથી જુદા પડયા.

પ્રયત્ન અંત્યે પરમેશ્વર સહાય કરે છે. થોડી મુદત એવી રીતે તપાસ કરતાં કાઠીઆવાડ પ્રાતમાં ગાયકવાડ સરકારનો અમરેલી પ્રાંત છે તથા કેટલાક સંસ્થાનો ઉપર તેમની ખંડણીનો હક તેની ઉઘરાણી માટે કાઠીઆવાડ એજન્સીના પોલીટીકલ એજંટ સાહેબની મદદ સારૂ એક હઝાર ઘોડેસ્વારનું લશ્કર રહેતું હતું તે ઘોડેસ્વારોની જુદી જુદી પાગાઓના ઉપરીઓ જુદા જુદા હતા. તેમાનાં એક પાગાના ઉપરી મોટો પંત દાદા કુટુંબ સહીત દ્વારકા યાત્રા કરવા આવેલા તેમને ત્યાં તપાસ કરતાં એક ઘોડેસ્વારની નોકરી દશ રૂપીઆ બાબાશાઇની તેમણે આપી, નામ ઘોડેસ્વાર રહે ને કામ તેઓ સાહેબના ઘરમાં જે બતાવે તે કરવું તે પ્રમાણે નોકરીમાં દાખલ થઇ તે એ સાહેબની સાથે મારા પીતાશ્રી અમરેલી આવ્યા અમરેલીમાં છ એક માસ રહ્યા પછી (જેવી રીતે કાઠીઆવાડ એજન્સીના એજન્ટ સાહેબની મદદમાં એક હઝાર સ્વાર રહેતા હતા તેમજ મહીકાંઠા એજન્સીના સંસ્થાનો ઉપર ગાયકવાડ સરકારની ખંડણી હતી, તેની ઉઘરાણી માટે પણ એક હઝાર સ્વારનું લશ્કર મહીકાંઠાના પોલીટીકલ એજંટ સાહેબને મદદ માટે સાદરા કેમ્પમાં હતું) અમરેલીવાળા પાગાદાર મોરો પંત દાદાની બદલી અમરેલીથી સાદરે થઈ, તેમના તાબામાં મારા પીતાજી હતા. તેથી તેમને પણ સાદરે આવવાની ફરજ પડી.

સાદરે આવ્યા પછી મારા પીતાશ્રીએ છ માસ નોકરી કરી બાદ રસ્તાની ખરચી પાસે થયા પછી પોતાને વતન દક્ષીણ જવાનો ઠરાવ કર્યો ને ઉપર[illegible] કાપતે પગારે રજા લઇ તાસગામ ગયા મુસાફરીનું સાધન નહી હોવાથી મહીને માસે પગ રસ્તે તાસગામ પોહોંચ્યા.

ઘણા દીવસે ઘેર જવાથી મોટા ભાભી ભત્રીજા વીગેરે પ્રેમથી મળ્યા થોડા દીવસ આનંદમાં નિર્ગમન થયા. બાદ મારા માતુશ્રી શ્રી ભીમાબાઇને મંગળવેઢેથી તેડાવ્યા.

થોડા દીવસ રહી મારા પીતાશ્રીએ વતન છોડી દેવા તથા ગુજરાતમાં આવવા રજા માગી ને માબાપ બન્ને ગુજરાત દેશ તરફ આવવા નિકળ્યા.

બળદ ગાડી વગર બીજા સાધનો ન હોવાથી ધીરે ધીરે મહીને સવા મહીને વડોદરે થઇ સાદરે આવી પહોંચ્યા. સાદરે આવ્યા બાદ પાગાદાર ઉપરી સાહેબે આ મુસાફરો ઉપર ઘણીજ લાગણી બતાવી રહેવાને સારો મુકામ વીગેરે બંદોબસ્ત કરી આપ્યો આ પાગા માધવરાવ ગાયકવાડની કહેવાતી હતી.

ઉપર મુજબ કેટલાક વરસ પાગાદાર આપાજી જીવાજી પટ-ણુકર પાસે રહી ઉપરીની મરજી સંપાદન કરી.

સાદરામાં તે વખત દક્ષણી લોકોની વસ્તી ઘણી સારી હતી, લગભગ સો ઘર બ્રાહ્મણ મંડળીના હતા વ્યવહાર સારો ચાલવા માંડયો.

આગળ જતાં ઇશ્વર કૃપાથી મારી માતુશ્રીને ચંદ્રભાગા નામે પ્રથમજ એક પુત્રી સન ૧૮૪૭ સાકે ૧૭૬૮ સંવત ૧૯૦૩ ના ભાદરવા સુદ ૪ ને દીવસે પ્રસવ થઇ. દીવસો દીવસ આનંદ વધતો ગયો, નાત જાતમાં વ્યવહાર સારો ચાલ્યો, ત્યાર બાદ મારો જન્મ સન ૧૮૫૦ શાકે ૧૭૭૧ સંવત ૧૯૦૬ ના ચૈત્ર શુદ ૩ ને દીવસે થયો.

દીવસે દીવસે ઘરમાં આનંદ ઓછવ થવા માંડયો એવી રીતે સાત વરસ સારા આનંદમાં ગયા.

મારી ઉમર જેમ જેમ વધતી ગઈ તેમ તેમ વિદ્યા અભ્યાસ સાદરા તાલુકા સ્કુલમાં ચાલવા માંડયો,

સાદરા સ્કુલમાં એ વખતમાં સુરત તરફના એક માસ્તર ઘણા ચાલાક લક્ષ્મીનારાયણ શીવનારાયણ હતા, અભ્યાસ ઘણો ઉતમ ચાલતો હતો. મારી બાળ કેળવણી શરૂ હતી.

દશકામાં કુટુંબમાં વૃદ્ધિ થતી ગઇ ને પેદાશ તેને તેજ રહી તેથી ગરીબ સ્થિતીથી દીન નિર્ગમન કરવા માંડયા.

આગળ જતાં અમારા કુટુંબમાં મારા મોટા બેન ચંદ્રાબાઈ હું બાપુ પછી નાના રામચંદ્ર તેથી નાના માધવરાવ અને સૌથી નાનો વામનરાવ હતો.

પગાર ટુંક તેથી ગુજરાનમાં ઘણી હરકતો પડવા માંડી પાગાદાર આપા સાહેબ શ્રીમાન હતા તેમની ઘણી સારી મદદ હતી. તેમની મદદથી મારા આઠમાં વરસે મને જનોઈ દેવામાં આવી તથા મારા મોટા બેનના લગ્ન થયા.

ઘરમાં ખર્ચની અડચણને લીધે મેં દશ વરસની ઉમરે એક નોકરી કબુલ કરી.

આ વખતમાં હું સાદરા સ્કુલમાં ત્રીજા વર્ગમાં હતો સ્કુલમાં છ વર્ગ હતાં.

૧ સૌથી હલકા છેલ્લા વર્ગમાં આંક અને લીપીધારા નામે નાનું પુસ્તક જેમાં ગુજરાતી તથા બાળબોધ મુળાક્ષરો, જોડાક્ષર, બારાખડી તથા શબ્દો ચાલતા હતા.

૨ બીજા વર્ગમાં બોધવચન નામનું બાળબોધ લીપીમાં નાનું પુસ્તક જેમાં નાના નાના વાકયો શીક્ષણ મળવા બોધરૂપે હતા તથા સંખ્યા સરવાળા.

૩ ત્રીજા વર્ગમાં ડાઠ સ્ત્રી નામનું નાનું પુસ્તક જેમાં બાળબોધ લીપીમાં બીજી ચોપડી જેવી નાની નાની વાતો હતી ને ગણીતમાં બાદબાકી ચાલતી હતી.

૪ ચોથા વર્ગમાં નિતી બોધ કથા નામનું ગુજરાતી લીપીમાં હાલની ચોથી ચોપડી જેવડું પુસ્તક હતું ને ગુણાકાર હતા.

૫ પાંચમાં વર્ગમાં ઈસપ નીતિ નામનું સચીત્ર પુસ્તક જેમ હીતોપદેશ જેવી રીતે વાતો કહેવતો ઉપરથી બનેલી ચાલતી હતી તથા સર્વાળા બાદબાકી ગુણાકાર, ભાંગાકાર, ભાંજણી ચાલતી હતી.

૬ છઠા વર્ગમાં વાંચનમાળામાં હીંદુસ્તાનનો ઈતિહાસ હાલના ભરત ખંડના ઈતીહાસ જેવા કદનું પુસ્તક ચાલતું હતું તથા ગણીતમાં

ત્રીરાશી, પંચરાશી, વ્યાજ તથા શેર મણુના લેખાં વીગેરે અભ્યાસક્રમ હતાં.

આ વખત મહીકાંઠા એજન્સીમાં ફ્રકત સાદરા ને ઈડર બેજ નિશાળો હતી.

ડેપ્યુટી સાહેબ અમદાવાદ જીલ્લાના રાવ સાહેબ મયારામ શંભુનાથ દેખદેખ રાખતા.

આ વખત ટી. બી. કર્ટીસ સાહેબ ઇન્સ્પેકટર હતા તેઓ સાહેબે વાંચનમાળા તથા અભ્યાસ ક્રમમાં ફેરફાર કર્યો.

પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી સુધી પુસ્તકો નિકળ્યા. છઠા વર્ગમાં બાળબોધ લીપીમાં બાળમીત્ર નામનું પુસ્તક ચાલતું હતું.

આ વખત હું ત્રીજી ચોપડીમાં દાખલ થયો. હું માધવરાવ ગાયકવાડની પાગામાં રહેતો હતો. તે પાગાના બે દરવાજા હતા એક આગળનો દરવાજો સુબાવાડા તરફ સડકનો હનુમાન તરફ જવાનો હતો, અને પાછલા દરવાજા તરફ મોટો ઝાંપો હતો જે રસ્તે નદી ઉપર જવાનો હતો. એ ટેકરાના સામે એક ટેકરો હતો. જે ઉપર અત્રેના પોલેટીકલ એજંટ મેજર વાઈટ લાક સાહેબના મુખ્ય જમાદાર સાહેબ હુસેનભાઇ રહેતા હતા, તેમના વડીલ પુત્ર પાંઢરાની પાગામાં સ્વારોની નોકરીમાં હતાં. નાના પુત્ર રતનમીયા નિશાળમાં પાંચમી ચોપડી ભણુતા હતાં. ને એજંટ સાહેબની કચેરીમાં ઉમેદવારી કરતા હતા તેઓ મારા અત્યંત પ્યારા મીત્ર હતા, તે નિશાળમાં ત્રીજી ચોપડીમાં શિક્ષકનું કામ કરતા હતા. તેથી હું રાતને દીવસ રતનમીઆને ઘેર રહેતો હતો.

તેમ તેઓ સાહેબ પણુ પાગામાં મારે ઘેર આવતા હુસેનમીઆ તથા રતનમીઓં તથા તેમના માતુશ્રી અમારા ઘર ઉપર ઘણી મેહેરબાની તથા સંબંધ રાખતા તેમને એક નાની બેન બીબી કહેવાતા તથા છેક નાનાભાઇ છોટુમીઆ હતા. જેઓ હાલમાં ખાન સાહેબ જાનમહમદ હુસેનભાઇ અમદાવાદ જીલ્લાના પેનસનર ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર સાહેબ છે.

મારા પ્રીય મીત્ર રતનમીઆ મારા ઉપર ઘણીજ કૃપા રાખતાં અભ્યાસમાં મને પુસ્તકો વિગેરેની મદદ કરતા તથા તેઓ સાહેબની ભલામણથી હું એજંટ સાહેબની કચેરીના મુલકી શીરસ્તેદાર ભગવંતરાવ ગણેશને ત્યાં નોકરી કરતો ફકત ખાવું તથા લુગડાં ઉપર હું ઘરનું પરચુરણ કામ કરતો ને નિસાળમાં ભણતો.

એજંટ સાહેબ હરરોજ સ્કુલમાં આવતાં તે વખતો વખત ઇનામ આપતાં.

નિશાળમાં મોટામાં મોટો વર્ગ જેમાં બાળમીત્ર ચાલતું તેમાં પેહેલા નંબરમાં ધીરજી અણદાજી કટોસણ ઠાકોરના નોકરનો દીકરો હતો. તથા બીજા નંબરમાં ભાઇચંદ ધરમચંદ માણસાના ઠાકોરના મોદી અથવા કામદાર ધરમચંદ જે સાદરા ગામમાં રહેતા હતા. તેમના દીકરા સૌથી વડા દેવચંદ ધરમચંદ સાદરા કાંપમાં કાપડની દુકાન કરતા.

હું ત્રીજી ચોપડીમાં હતો તે વખત મારા હાલના પરમ પ્રિય મીત્ર ગોવરધનદાસ ધરમચંદનો સાથ થયો ત્યારથી તેમનો તથા મારો તેવોજ પ્યાર આજ પચાસ વરસથી તેવોજ તાજો છે. તેઓ મારા માબાપ ભાઇઓ સૌને સારી પેઠે જાણતા, અને મારે ઘેર પણ આવતા.

બાદ મારા પરમ પ્યારા મીત્ર રતનમીયાં સાહેબને પાંચમા વર્ગમાં પાસ થયાથી મહેરબાન એજંટ સાહેબે પોતાની કચેરીમાં ફોજદારી ખાતામાં કલાર્કની જગો આપી તેથી અમારો વિજોગ પડવા માંડયો હું ઘેર જતો.

આગળ જતાં મારા ભાઇઓ પણ નિશાળમાં ભણવા આવતા તેઓમાં રામચંદ્ર મારા કરતાં પણ સારો ચંચળ હતો.

હું પાંચમા વર્ગમાં હતો તે વખત સાદરા બજારના એક ઢાલગર લાલભાઇ ઉમેદરામ અમારા વર્ગમાં હતા, જે હાલ અમદાવાદમાં અમારા સારા સ્નેહી છે. તેમણે સ્કુલ ખાતામાં મોટા

સતાવીશ રૂપીઆના પગારના હેડ માસ્તરનું કામ કરી હાલ પેનસનર છે.

સન ૧૮૬૬ માં હું છઠ્ઠા ધોરણમાં પાસ થયો તથા તેજ સાલમાં હું થર્ડ ગ્રેડ પબ્લીક સર્વીસ સર્ટીફીકેટમાં પાસ થયો. આ વખતે મારા હાલના પ્યારા મીત્ર ગોવરધનદાસ પણ મારા કરતાં ઘણા સારા માર્ક મેળવી પબલીક સર્વીસ સર્ટીફીકેટની પરીક્ષામાં પાસ થયા હતા.

આ વખતે સાદરા સ્કુલમાં માસ્તર સાહેબ માહાશંકર ખુશાલદાસ ઉમરેઠના હતા. અમે તેઓ સાહેબની ઘણી સારી મહેરબાની મેળવી હતી. તેઓ સાહેબની પૂર્ણ કૃપાથી અને અમારૂં ઘર ગરીબ સ્થિતીમાં જાણી તેઓ વાર્ષીક પરીક્ષા લેવા આવનાર રાવ સાહેબ મયારામ શંભુનાથ ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર અમદાવાદ સબડીવીઝનના સાહેબને મને નોકરી આપવા ભલામણ કરી, તેથી તેઓ દયાળુ સાહેબે મને સરખેજ પ્રગણે દસ્કોઇ તે અમદાવાદથી ત્રણ ગાઉ ઉપર પશ્ચિમ દીશામાં છે. ત્યાં પહેલા આસીસ્ટંટની રૂા. ૮) ની નિશાળમાં જગા આપી તેથી હું તથા મારા નાનાભાઇ રામચંદ્ર ત્યાં ગયા. જેથી મારા માબાપને પોષણમાં મદદ થઇ સન ૧૮૬૭ ના જુલાઇ માસની તા. ૨૦ મીએ મારા દીલોજાન મિત્ર રતનમીઆ લાભ મળવાથી રાજી થયા, પણ વિયો-ગથી અમે બંને હીઝરાયા, ભલે કાગળ પત્ર લખીયે પણ મેળાપ થવો મુશ્કેલ થયો.

અમારા વર્ગના બધા વિદ્યાર્થીઓને નોકરીઓ મળી. માસ્તર સાહેબ માહાશંકર ઘણા હોંસીલા હતા, તેમણે ભલામણો કરી ઠેકાણે પાડયા, અને પોતે પણ એજંટ સાહેબની મહેરબાની મેળવી એજનસીમાં રેવન્યુ ખાતામાં નોકરી મેળવી.

અમે બંને ભાઇઓ સાદરાના વિયોગી થયા. સાદરામાં મારા પિતાશ્રીને પણ બે રૂપીયા પ્રોમોશન મળ્યું તેથી ઠીક ટેકો મળ્યો. સરખેજમાં અમે બંને ભાઇને માસ્તરનો તથા સ્કૂલના મેંબરોનો

સારો ટેકો મળ્યો મારો રામચંદ્ર મારા પ્રાણથી પણ મને વહાલો હતો ને ઘણો મહેનતુ હતો તેને રાત દિવસ મહેનત કરી પૂર્ણ મદદ કરવાથી વાર્ષિક પરીક્ષામાં સંવત ૧૮૬૭ ના માર્ચ શરૂઆતમાં રાવ સાહેબ મયારામ શંભુનાથ આગળ છઠ્ઠા ધોરણમાં પહેલે નંબરે રામચંદ્ર પાસ થયો ને મારો વર્ગ પણ ઘણો સારો નિકળ્યો, તેથી રાવ સાહેબ ડેપ્યુટી સાહેબે અમને સાદરા નજીક પ્રાંતીજ તાલુકા સ્કુલમાં નોકરી આપી મને રૂા. ૧૨) માં પહેલો આસી-સ્ટંટ ને રામચંદ્રને પાંચમો એટલે છેલ્લા આસીસ્ટંટની રૂ. ૫) ની જગો આપી.

અમે સાદરે આવ્યા. મારા પ્રિય મીત્ર રતનમીયા ભગંદરના દરદથી પીડાતા હતા તેથી અમે નવી જગોએ એક માસ જઇ શકયા નહીં.

બીચારી ગરીબ માતુશ્રી ભીમાબાઇ પ્રાંતીજ જતા બહુજ વિલાપ કરવા લાગી તેથી માતુશ્રીની સેવા અર્થે સાથે રાખવા અમે બંને ભાઇએ માબાપને આજીજી કરી તે અરજ સ્વીકારાઇ તેથી અમે ચારે ભાઇ તથા મા ભીમાબાઇ અમે પ્રાંતીજ ૧૮૬૮ ના એપ્રીલમાં ગયા ત્યાં તાલુકા સ્કુલ માસ્તર વડાલીના રહેવાસી ઉગ્રેશ્વર અજરામર હતા તેમના નજીક ઘર લઇ અમે રહ્યા, અને તે કુટુંબ સાથે મારાં માતુશ્રી સારી રીતે મળી ગયા, અને બંને ભાઇઓએ તેઓ સાહેબને પણ પ્રસન્ન કર્યા મારી વાલી મા આવામાં ઘણા પ્રસન્ન રેહતા અને કહેતા કે અલ્યા બાપુ મારી ઉમરમાં હવે મેં સુખના દીવસ જોવા માંડયા.

સન ૧૮૬૮ ના જુલાઇ આખર મારાં માતુશ્રી, નાના બે ભાઇઓને લઇ સાદરે ગયાં. હું આગસ્ટ માસમાં ટ્રેનીંગ કોલેજની પ્રવેશક પરીક્ષા આપવા અમદાવાદ ગયો. આ પરીક્ષામાં બેતાલીશ સ્કોલર પાસ થયા. તેમાં ૨૧ જણને પહેલા વર્ષમાં દાખલ કર્યા બાકીનાને આવતી સાલનો ઠરાવ થયો તેમાં પેહેલા ૨૧ માં હું આઠમે નંબરે ૪૫૧ માર્કથી પાસ થયો આ બાબત સન ૧૮૬૯

ના આગસ્ટના શાળાપત્રમાં છપાઈ છે. ટ્રેનીંગ કોલેજના રસોડામાં મને ખપે નહીં તેથી કોલેજમાં રહેવા મેં ના પાડી હું મારી જગોએ પ્રાંતીજ ગયો.

પ્રાંતીજ ગયા પછી આઠેક દીવસમાં મારા નબળા દીવસ આવવા લાગ્યા. મારા પિતાશ્રી મહાદેવને રોજ સવાલાખ બીલી ચઢાવતા તેથી તે કડાકુટીમાં આખો દિવસ ગાળતા. ગોકળ આઠમને દીવસે સવારે મારાં માતુશ્રી ભીમાબાઇ ઘંટી ઉપર દળવા બેઠેલાં ત્યાં દૈવયોગે તળેથી સર્પ નીકળી માને કરડયો. બાપ બીલી લેવા નજીક છાલા ગામની શીમમાં ગએલા. આડોસી પાડોસીઓએ ઘણીજ દોડમદોડા કરી, પાગાદારે પણ ઘણી મદદ કરી, પણ કંઇ વળ્યું નહીં; મારી માતુશ્રીનો કાળ થયો.

બાપ બીલી લઇ આવ્યા. આ બનાવ જોઇ ઘભરાઇ ગયા. આડોસી પાડોસીએ ધીરજ આપી પાગાદારોને નાતના માણસોએ સારી મદદ કરી મુદામ માણસ મોકલી પ્રાંતીજથી અમો બંને ભાઇ-ઓને બોલાવ્યા. બપોરે બે વાગે આવ્યા પછી દહનક્રીયા વીગેરે થયાં. મહીનો માસ આખું કુટુંબ શોકાતુર રહ્યું. અમે બંને ભાઇ ( હું તથા રામચંદ્ર ) પ્રાંતીજ પોતાની જગોએ દાખલ થયા ને પિતાશ્રી તથા માધવરાવ ને વામનરાવ સાદરે રહ્યા. એ રીતે દીન નિર્ગમન કરતા હતા.

પ્રાંતીજમાં બન્ને ભાઈઓ હળી મળી દીન નિર્ગમન કરતા હતા.

એક દિવસ અમે બંને ભાઇઓ પ્રાંતીજમાં મોટા બોખ ઉપર બીજા કેટલાક મીત્રસહ ફરવા ગયા હતા. નાના બોખ ઉપર સાહેબ લોકનો એક મુસાફરી બંગલો છે તેમાં એક ભાગમાં રાવ સાહેબ મયારામ શંભુનાથ ડેપ્યુટી સાહેબનો મુકામ હતો ને મેડા ઉપર મહેરબાન મેજરબ્લાક સાહેબ બાહાદુર મહીકાંઠાના પોલીટીકલ એજંટનો મુકામ હતો. સાહેબ મહેરબાન ફરવા જઈ પાછા આવતા હતા, અમે બન્ને ભાઈઓએ ઘણી નમ્રતાથી સલામ કરી. નોકર ઘોડો લઇ ગયા પછી સાહેબ બંગલા આગળ ટેહેલતા હતા. અમે ઉભા હતા. સાહેબ સામું જોઇ બોલ્યા હં તમને ઓળખુ

છુ. અમે હાથ જોડી સાદરા સ્કુલની વાત કરી. તેઓએ ઘણી વાર પરીક્ષા કરેલી તે યાદ લાવી ખુશી થયા ને બોલ્યા, તમે અહીં કેમ આવ્યા. અમે સ્કુલમાં આસીટંટો છીએ વીગેરે વાત કરી. તે ઉપરથી પોતે ફરમાવ્યું કે તમને મહીકાંઠામાં નોકરી મળે તો આવો? નમ્રતા સાથે અમે હાથ જોડી હા કહી ભુમીનીપાત સલામ કરી. પોતે રાજી થયા અમે રજા લઈ ઘેર ગયા.

બીજે દીવસે રાવ સાહેબ મયારામભાઈ પ્રાંતીજ સ્કુલની પરીક્ષા કરવા દીવસે બાર વાગે પધાર્યા. અમે બધાએ સલામ કરી, અમારા સામું જોઇ બોલ્યા. અલ્યા છોકરાઓ, કાલે તમે મેજરબ્લાક સાહેબને મળ્યા હતા? અમે હા કહી. બાદ ફરમાવ્યું કે આજ સવારે સાહેબ મને મળ્યા હતા ને કેહેતા હતા કે મારા મહીકાંઠાના બે માણસ અત્રે નિશાળમાં છે, તેમને મારે મહીકાંઠામાં લેવા છે. તમારી મારફત હુકમો આવશે.

એક મહીના પછી રાવ સાહેબ ડીપ્યુટી સાહેબ મારફત અમારા ઉપર હુકમો આવ્યા મને નીરમાળી રૂ. ૧૫) થી મેહેતાજી તથા મારા ભાઈ રામચંદ્રને મોજે કડજોદરામાં રૂ. ૧૫) થી મહેતાજી બન્નેને જગ્યાઓ મળી.

આ વખતે મહીકાંઠા પાલનપુર વિભાગના દે એ. ઇ સાહેબની નીમણુક સાદરે થઇ.

નીરમાળી ને કડજોદરા ચાર ગાઉને છેટે છે. બન્ને પોતપોતાની નવી જગોએ હાજર થઇ ચાર્જ લીધા ને બન્ને ભાઇઓનો એકબીજાની પાસે વાર તેહવારે જવા આવવાનો રીવાજ રહ્યો. અમારા પિતાશ્રી બહુજ ખુશી થયા, અને તેઓ પણ અમારી પાસે આવતા જતા.

દૈવયોગે કડજોદરામાં મારા ભાઇનો હુતાસનીને દીવસે કાળ થયો. રામચંદ્ર બધાં ગામને બહુજ વહાલો હતો. સાદરેથી મારા પિતા તથા નીરમાળીથી હું જઇ ઘણો વિલાપ કર્યો પણ ઈશ્વર સત્તા આગળ કોઈનો ઉપાય ચાલતો નથી.

હું નીરમાળી તા. ૨૨ જાન્યુઆરી સન ૧૮૭૧ માં દાખલ થયો હતો. ત્યાં એકાદ વરસમાં મારી બદલી રખીઆલ થઇ. ત્યાં બાર માસ રહી બાદ એક રૂપીઓ પ્રોમોશન એટલે રૂ ૧૬) થી મારી બદલી ઇલોલ થઇ. હું તથા મારો નાનો ભાઈ વામનરાવ સાથે હતો. મારા બાપ તથા મારા ભાઈ માધવરાવ સાદરે હતા. મારી જગોએ રખીઆલમાં મારા હાલના પરમ મિત્ર જાનમહમદભાઇ આવ્યા હતા, તેમને ચાર્જ સોંપી હું ઇલોલ ગયો.

આ સમયમાં સાદરાના સમાચાર મારા બાપથી મળતા હતા. મારા પ્યારા મીત્ર રતનમીયાં ગત થએલા હતા. મારા હાલના પરમ દયાળુ મીત્ર ગોવરધનદાસ બાયડ મેહેતાજી હતા. સન ૧૮૭૫ આખર સુધી હું ઇલોલ હતો.

સન ૧૮૭૬ માં મને અર્ધ પગારે અમદાવાદ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરવા જવા હુકમ આવ્યો.

મહીકાંઠા પાલણપુર વિભાગના ડેપ્યુટી સાહેબે પોતાના મેહેતાજીઓ થોડે થોડે ટ્રેન કરવા પ્રયત્ન કર્યો. તેમાં પ્રથમ નીચેના ચાર માસ્તરોને મોકલ્યા.

| | |
|---|---|
| જાનમહમદ હુસેનભાઇ. | હરગોવીંદ કૃપાશંકર. |
| ગોવરધનદાસ ધરમચંદ. | બાપુજીરાવ વિઠ્ઠલ. |

પ્રથમના બે માસ્તરો પરીક્ષા આપી દાખલ થયા. કેમકે એ પ્રથમથી જાણતા હતા તેથી અભ્યાસ તાજો કરેલો. અમારા બે ઉપર ઓચીંતો હુકમ આવવાથી અમે અભ્યાસ કરેલો નહીં, અને ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ રાવ સાહેબ મહીપતરામ રૂપરામે પરીક્ષા વગર એકદમ પહેલા વર્ષમાં બેસારવાના કહી તેથી અમારા બે જણને પરીક્ષા આપવા કહ્યું પણ અમે ના કહી, તેથી અમે બે પાછા નોકરી ઉપર ગયા.

હું ગાબટ રૂ. ૧૬) થી ને ગોરધનદાસ બાયડ રૂા. ૨૦) થી પાછા દાખલ થયા.

તા ૧-૧-૭૭ થી અમે બંને ફરી કોલેજમાં દાખલ થયા, ને અભ્યાસ કરવા મંડયા. બન્ને એકજ ઓરડીમાં રહ્યા. મને રસોડામાં ખપે નહીં તેથી હું ભદ્રમાં જમી આવતો. મારા પરમા દયાળુ મીત્રે આ વખતે મને ઘણીજ સહાય કરી. ત્યારથી તેઓ સાહેબનો મારો આજ સુધી ઘાઢ પ્રેમનો સબંધ રહ્યો છે.

પ્રથમ દાખલ થએલા બન્ને માસ્તરોમાંથી એક હરગોવીંદ કૃપાશંકર સેંકડે ૫૮ માર્કથી પાસ થવાથી તેમને પ્રમોશન સાથે જગા મળી ને મેહેરબાન જાનમહમદ સાહેબે સીત્તેર ઉપર માર્કથી પાસ થયા. સીનીઅર કલાસમાં રૂલ પ્રમાણે રહ્યા.

અમે ૧૮૭૭ માં અભ્યાસ પુરો થવાથી બંને પૈકી મેહેરબાન ગોવરધનદાસ સીત્તેર ઉપર માર્કથી પાસ થયાથી સીનીયર કલાસમાં રહ્યા ને હું સેંકડે પચાવન મળવાથી નોકરી ઉપર ગયો. આ વખતે મારી બદલી ગાબરથી ચોઇલે બે રૂપીઆ પ્રમોશનથી રૂ. ૧૮) ના પગારથી થઇ.

ચોઇલામાં મેં અભ્યાસ ઉપર ઘણી મેહેનત કરવા માંડી, પરગામના છોકરાઓ થર્ડ ગ્રેડનો અભ્યાસ કરવા અહી આવવા માંડયા. મેં એ જાતનો એક વર્ગ કાઢયો. હું નિશાળના મકાનમાં એક ઓરડી હતી તેમાંજ રહેતો હતો, અને ગાબટ આકરૂંદ જેહેર વીગેરે પરગામી લોકોના છોકરાઓ અભ્યાસ કરવા આવતા હતા તેમને નજીક ધર્મશાળા હતી તેમાં ખાવા, પીવા, સુવાનો બંદોબસ્ત કરી આપ્યો તથા રાત્રે હું આગલી રાત પાછલી રાત બબે કલાક બેસી જાતે તેમને અભ્યાસમાં મદદ કરતો. ઇશ્વર કૃપાથી તે વર્ગમાંથી અમદાવાદ જઇ દર વરસે બેચાર છોકરા પાસ થતા, અને કેટલાક નોકરો પણ થયા.

તેમાંથી એક સુતાર કીશોર પીતામ્બર તથા માહેશ્વર હરીભાઇ રાજકોટ પરીક્ષા આપવા ગયા હતાં ને પાસ થયા, કીશો-રને કાઠીઆવાડમાંજ નોકરી મળી હતી.

તેમજ છઠ્ઠા ધોરણમાં ઘણા છોકરાઓ પાસ થઇ પરદેશ વેપારી લાઇને વળગ્યા. જેઓ હાલમાં પણ મને મદદગાર થઇ પડે છે ને ઘણો આભાર માને છે.

સન ૧૮૭૯ થી હું ચોઇલામાં ૧૮૮૭ સુધી આઠ વરસ રહ્યો. પરમદયાળુ જયવચ્છરામ સાહેબની ઘણી કૃપા સંપાદન કરી તેથી ગામલોક બહુ ખુશી રેહેતા.

મારા પિતાશ્રી તથા નાનો ભાઇ વામનરાવ મારી પાસે રહેતા, મારી પાસે થોડી રકમ પણ સીલીક થઇ હતી.

ગામના સાહુકારોએ કર્જાઉ રકમ ધીરવા કબુલાત આપી તેથી મારા પિતાશ્રીએ દચ્ચિણમાં પુને જઇ મારા લગ્નની તજવીજ કરવા માંડી. પહેલે વરસે તેમાં નિષ્ફળ થયા. બીજે વરસે ઇશ્વર કૃપાથી તેમની મહેનત સફળ થઇ મને બોલાવ્યો.

અમે શુકરવાર પેઠમાં રામેશ્વર મહાદેવની પાસે નાંદુર્ગીનું ઝાડ હતું ત્યાં એક રઘુનાથ રામચંદ્ર પાઠકના ઘરમાં બાપ દીકરો રહેતા હતા. તે કુટુંબના માણસો મને પોતાનો દીકરો સમજતા હતા. તેમની સ્થિતી ગરીબી હતી તેથી બનતી મદદ હું પણ કરતો. સન ૧૮૮૩ માં હું ચોઇલેથી પુને ગયો. નામદાર જયવચ્છરામે આ વખતે મને ત્રણ માસની હકની રજા આપી હતી.

પુનામાં અમારા સ્નેહીઓએ ખટપટ કરવા માંડી તપાસ કરતાં તુલસીબાગમાં રામમંદીર છે. તેની પછવાડેના દરવાજા પાસે એક હાઇ કોર્ટના વકીલ ગણપતરાવ માળી હતા. તેમના સાળા સાસવડકર પુરાણી શીવરામપંત તુલસીબાગમાં પુરાણ વાંચતા હતા, તેમના દીકરા વીષ્ણુપંતને એક કન્યા હતી. તેની આંખમાં માતાને લીધે એક ફુલ હતું તેથી તેનું બીજે ઠેકાણે બેસતું આવ્યું નહતું, મારા વિષેની ખટપટ ત્યાં સુધી જઇ પહોંચી. તેમણે બન્નેની જન્મોતરી મેળવી, તે બરાબર મળતી આવી. આવી રીતે બનવાથી વિષ્ણુપંતે મારા બાપ તથા અમારા સ્નેહી મંડળને મળી લગ્નસંબંધી વાત કરી. તે બાબત મને કહી મેં કન્યા નજરે જોવા વાત કરી જોતાં આંખમાં ફુલ હતું તેથી મેં નાખુશી બતાવી, પણ બાપે તથા આજુબાજુના માણસે ઘણોજ આગ્રહ કરવાથી સંકેત નક્કી

થયો અને લોકોએ ઉતાવળ કરી. કારણ બીજું ઠેકાણું મળવાથી વીચાર ફરી જાય. માહા સુદ ૧૨ જે સગાઈ નિશ્ચય થઇ ને માહા શુદ ૧૫ બુધવાર સાંજે મારા લગ્ન સીતા નામની કન્યા સાથે ગોરસ મુહુર્તે થયાં.

એક અઠવાડીયા સુધી જમણવાર એકબીજાને ત્યાં નુતર જમવું જમાડવું દક્ષણી રીત પ્રમાણે ચાલ્યું. લગ્ન થયા પછી પંદર દીવસ પુને રહી અમે બાપદીકરાએ આવતી દીવાળીએ આવીશું એવા વાયદાથી રજા માંગી અમે બાપદીકરો ચોઇલ આવ્યા.

ચોઇલાના સાહુકારોએ મને સાતસેં રૂપીઆ ધીર્યા હતા, ને મારી પાસે રૂપીઆ ચારસે હતા.

મેં વિચાર કર્યો કે જે શાહુકારોએ મને નાણાં ધીર્યાં છે તેમનાં નાણાં કાળી રાતે પણ મારાથી આપી શકાય તેવી રીતે કરવાને અણચણ ન પડે તેટલા માટે મેં સાડા સાતસેં રૂપીઆનાં ઘરેણાં સોના ચાંદીના કન્યાને પલ્લામાં આપ્યા.

બાકીના પૈસાથી કપડાં જમણવાર બીજા સર્વ પ્રકારના ખર્ચ જવું આવવું વીગેરે સર્વ કર્યું.

ચોઇલે આવ્યા પછી મેં મારા મીત્રો તથા ગામના સાહુકારો વીગેરેમાં જમણ કર્યું. લોકો તરફથી મને રૂા. ૭૦) સુધી ચાંલો થયો. મારા પિતા તથા ભાઇ ઘણા ખુશી થયા. મારા બીજા ભાઈ માધવરાવ પણ સાદરેથી આવ્યા હતા.

જન્મના સાર્થકનું કામ ચોઇલે થયું તેથી અમે ચોઇલા ગામને ઘણા આશીશો દીધા. ગામ લોકને ઘણો સંતોષ થયો.

કરાર પ્રમાણે સન ૧૮૮૪ ના અકટોબર આખર અમે બાપ દીકરો પુને ગયા. અમારો સારો સત્કાર થયો. તેહેવારના દીવસોમાં સામસામા પોશાક વગેરે થયા સગાસંબંધીના નુતર વીગેરે જમવા પુરા થયા. મોસાળ પક્ષ તરફથી પણ અમને સસરાથી મળ્યાની માફક પાઘડી સેલા વીગેરે મળ્યાં.

સાસુ સસરા તરફથી કન્યા તેડી જવા વાત ચીત થઇ અમે પણ કબુલ કર્યું મારા સાસુનામા વડસાસુ સાથે આવ્યા અમે ચારે જણા પુનેથી ડાકોર સુધી રેલવેમાં બાદ કપડવણુજ થઇ નીરમાલીને રસ્તે ચોઇલે આવ્યા.

ડાકોરમાં ચોઇલા મંદીરના મહંત રામદાસજી હતા જેઓ ચોઇલા સ્કૂલના મારા વિદ્યાર્થી હતા તેમના મંદીરમાં ઉતર્યા બહુ સારી સેવા થઈ—એક બે દીવસ રહી ઠાકોરજીને થાળ નજરાણા કરી ચોઇલા તરફ આવ્યા.

લસુંદ્રાના કુંડ વીગેરે જોઇ કપડવણુજ આવ્યા ત્યાં મીત્રોએ રોકવાથી એક રાત રહ્યા. પછી નીરમાલી એક દીવસ રહ્યા. જુના મીત્રોને આનંદ થયો.

ત્યાંથી એક દીવસ ઉત્કંઠેશ્વર માહાદેવ બહુ ઉત્તમ ને પ્રસિદ્ધ જગા છે ત્યાંના દર્શન કર્યા. બાદ અમે ચારે જણુ ચોઇલે આવ્યા ને ભાઇઓને સાદારેથી બોલાવ્યા.

કુટુંબના માણસો ભેગા થઇ આનંદથી વર્તવા લાગ્યા. બે ચાર માસ રહી હોળી થયા પછી કન્યા તથા વડી સાસુ પુને ગયા. બાપ ભાઈઓ સાદરે ગયા.

સન ૧૮૮૫ માં પુનેથી કાગળ આવવાથી હું એકલોજ પુને ગયો. આ વખતે કન્યાને નહાણુ એટલે પ્રથમ રજસ્વલા થઇ, દક્ષીણીમાં આ વખતે સમારંભ થાય છે. તે પ્રમાણે ત્રણ ચાર દીવસ થયું. સગા વહાલા ભાણા પીરસી લાવે છે. પોષાક સ્ત્રી પુરૂષને આપે છે. વીગેરે સર્વ તે સંબંધી સંસ્કાર પુરા થયાં કન્યાને આ વરસે ચૌદ વરસ પુગ થયા હતા.

બાદ મારા સાસુ સસરા તરફથી કન્યાને તેડી જવા આગ્રહ થયો તેની સાથે તેના કાકાની દીકરીને મોકલી. સૌભાગ્યવતી મનુબાઈને પણ એક નાની પાંચ વરસની દીકરી હતી અમે સૌ સાથે શ્રી ડાકોરજીના દર્શન કરી કપડવણુજ થઇ ચોઇલે આવ્યા.

મારા બાપ વીગેરે સાદરે હતા.

અમે સૌ ચોઈસે રહ્યા. અહીં સ્કુલના આસીસ્ટંટો તથા ઉપલા વર્ગના છોકરા સાથે ઘરમાં કામ કાજ માટે વધારે સંબંધ હતો. આ વખતથી મારા ધર્મપત્ની સીતા ઘરનો તમામ સંસાર ઉઠાવવા તત્પર થયા. તેમના મોટા બેન તથા તેઓ ઘરમાં ધામધુ-મથી રસોઇ પાણી વીગેરે સર્વ કામ હોંસથી કરવા લાગ્યા

હવે નિશાળનાં નોકરો વીગેરે ઘરમાં વારંવાર આવે ઘરમાં દક્ષણી ભાષા વગર બીજું કાંઇ પણ સમજતા નહી આવી અડચ-ણને લીધે રહેતે રહેતે તેમણે ( સીતાએ ) ગુજરાતી ભણવા વીચાર કર્યો. આસીસ્ટંટોએ ઘણી ખુશીથી તેમને થોડે થોડે અભ્યાસ ચલાવ્યો. ભણનાર ચાલાક હોવાથી મુળાક્ષર બારાખડી જોડાક્ષર ત્વરાથી શીખ્યા. મારા આસીસ્ટંટો પોતાના ભાઇ કરતાં પણ બહુ પ્રેમ રાખતા હતા. તેઓ ઘર સંબંધી પણ મદદ સારી કરતા ને સ્રીને વિદ્યાદાન આપી સુધારવા બહુ હોંસ ધરાવા લાગ્યા.

ચોપડીઓ શરૂ થઇ. આંક તથા ત્રીજા ધોરણના બધા વિ-ષય પુર્ણ થયા–સ્કુલની વાર્ષિક પરીક્ષા–માર્ચ આખર થઇ તે પરીક્ષા સારી નીકળવાથી ને બહાર ગામના ઉમેદવારની સંખ્યા વધારે જોઈ–નામદાર રાવ સાહેબ જયવન્છરામ પ્રસન્ન થયા. આ-સીસ્ટંટોએ સ્રીની વાત જાહેર કરવાથી જે મારા ઉપર ઘણાજ કૃપાળુ હતા. પછી સાદરના પાડોસી હતા તેમ માતા પીતાના મદદગાર પણ હતા. તેમણે મારી સ્રીને સ્કુલની પરીક્ષા થયા બાદ સ્કુલમાં બોલાવી તે સંકોચાઇ શરમાવા લાગી પણ નામદાર સાહેબે તેને ઘણો દીલાસો આપ્યો ને ધીરજ આપી કહ્યું કે તું તો મારી દીકરી છે. દક્ષણી લોકો શરમાતા નથી માટે બચ્ચાં શરમ મુકી દો, ને શું ભણ્યા પરીક્ષા આપો. મારા તાબાના નોકરોને બહુ હોંસ હતી ને દૈવયોગ પણ હતો. ત્રીજા ધોરણનું ફારમ ભરી આગળ મુકયું ગામ લોક બેઠેલા હતા. ધોરણના વિષયો પ્રમાણે સારા માર્કથી ત્રીજા ધોરણમાં સારી રીતે પાસ થયાં. ગામ લોકને તેમજ સાહેબને ઘણો સંતોષ થયો લોકોએ ટીપ કરી રૂ. ૨૦ એકઠા કરી સાડી પુસ્તકો આપ્યા. તેથી સ્રીને ઘણો આનંદ થયો ને જ્યારે અભ્યાસ કરવાની હોંસ થઇ, મેં ગામ

લોકના સદગ્રહસ્થો—આસીસ્ટંટો સાહેબ તથા ઓફીસના સઘળા માણસોને એક મોટી જાફત આપી તે વખત મારા પ્યારા—જમનાદાસ ગોવીંદદાસ સાહેબના મુખ્ય કલાર્ક હતા. આ બધો પ્રતાપ તેમની મદદનો હતો.

આ વખત મારાં પત્નિ સીતા આઠ માસ રહી તેમના બેન સાથે પુને ગયાં. જતી વખતે તેમણે જવું નથી ભણવું છે વીગેરે હોંસ બતાવી હતી. પણ તેમની બેન તથા ગામના લોકના આગ્રહથી પુને વિદાય થયાં.

નામદારે ( જયવચ્છરામ સાહેબે ) તેમને ઘણી શિખામણ આપી હતી કે તમારે માથે લગભગ હઝાર રૂપીઆ દેવું છે ગરીબી સંસાર છે, પગાર રૂ. ૧૮) છે, ઘણી મુસીબત છે માટે તું ભણ હું તને સારી રીતે મદદ કરીશ. તે બાબત એમના મનમાં ઘોળાયા કરતી હતી.

તેઓને હું જાતે મુંબઈ સુધી જઇ ભાયખળાથી જી. આઇ. પી. ની ટીકીટો કરી આપી પુને રવાના કર્યાં.

મુંબઈમાં ખેતવાડીની બીજી ગલીમાં મારા ગુરૂ શ્રી રામદાસજી માહારાજનું સ્થાન હતું ત્યાં તે રાત રહ્યા. બીજે દીવસે પુનેથી પોંચ્યાનો પત્ર આવ્યા બાદ ગુરૂને પ્રણામ કરી હું ચોઇલે આવ્યો.

મારા પિતાજી શ્રી કાસી જઇ આવેલા હતા ને તેમની પાસે ગંગાજળી ( લોટો ભરેલો ) તેમની પાસે હતો. તે રામેશ્વર જળ ચઢાવવા તેમની ઇચ્છા થઈ તેથી તેમને રૂ. ૧૦૦) આપી વિદાય કર્યા.

મારા ભાઇ માધવરાવ સાદરામાં રીસાલામાં ઘોડા ખર્ચ સુધાં રૂ. ૩૦ ના પગારથી નોકર હતા ને તેવામાં તેઓ વડોદરે. ગયા મારા બીજા ભાઇ વામનરાવ મારી પાસે રહ્યા.

મારા સુજ્ઞ પત્નિ પીયર ગએલાં પણ તેમની વૃત્તિ વિદ્યા તરફ લાગી રહેલી હતી. ભુગોળ, ઇતિહાસ, ગણીત, વ્યાકરણ, વાંચન, કવિતા, સમજુતી, વીગેરે અધ્યયન કરતા હતા. ને તેની નોટો લઈ ગએલા તેનો ઉપયોગ સારી રીતે કરતા તથા દર અઠવાડીયે પત્ર લખતા હતા.

ચોમાસું પુરૂં થયું. અકટોબર અધવારના ચોઇલે આવવાની ઇચ્છાનો પત્ર આવ્યો. સાસુ સસરાનો પત્ર પણ આ મતનો આવ્યો. તેમની પણ વિદ્યા ભણાવવા ઉપર સારી ઇચ્છા હતી તેથી હું માણેકઠારી પુનમને બીજે દિવસે નિકળી પુને ગયો ને તેડી આવ્યો. આ પ્રસંગે પત્નિ એકલાંજ હતાં ને દીવાળી ચોઇલે કરવામાં આવી. બે ત્રણ માસમાં અભ્યાસ પૂર્ણ કર્યો ને ચોથા ધોરણની પરીક્ષા આપવા લાયક માલમ પડવાથી હું તેમને લઈ વડાલી ડેપ્યુટી સાહેબને મળ્યો ને પરીક્ષા આપી, તેમાં ઇશ્વર કૃપાથી પાસ થયાં.

મને મદદગાર થશે એવી આશાથી હું પણ જાતે અભ્યાસમાં મદદગાર થયો ને મારા બંધવ વામનરાવ પણ રસોઇ તથા ઘર કામની અને અભ્યાસની મદદમાં સામેલ થયા. તાબાના માણસોની પણ પૂર્ણ મદદ હતી તેથી વાર્ષીક પરીક્ષા પાંચમા ધોરણની તૈયાર થઇ.

વાર્ષીક પરીક્ષા માર્ચ આખર થઇ. તેમાં પણ પાસ થયા બાદ ડેપ્યુટી સાહેબે કૃપા કરી તેમને માહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં દાખલ કરવા લખાણ ચલાવ્યું એટલુંજ નહિ પણ પોતે રજા ઉપર જતાં અમદાવાદ મેહેરબાન જાઇલ્સ સહેબ બાહાદુર ઉત્તર પ્રાન્તના એ. ઇ. સાહેબને રૂબરૂ મળ્યા ને અમારી સવડ કરી.

મને અમદાવાદ મેલટ્રેનીંગ કોલેજમાં પ્રાકટીશીન સ્કુલમાં આસીસ્ટંટ રૂ. ૧૨) થી. સ્ત્રીને પહેલે વરસે ૬ બીજે વરસે ૭ અને ત્રીજે વરસ ૮ સ્કોલરશીપ ગવરમેન્ટથી મળે એવો ઠરાવ થયો. અમે ઘરેણા ગાંઠા ચોઇલે સાહુકારને સોંપી ૧૮૮૭ માં અમે અમદાવાદ ગયા. અને મેલટ્રેનીંગ કોલેજની પછવાડે મરેઠા વાસમાં

એક મેડો ભાડે રાખી રહ્યા. એપ્રીલમાં વાર્ષીક પરીક્ષા થઇ તેમાં પેહેલા વર્ષમાં પાસ થયા.

ઇડર તાલુકા સ્કુલ માસ્તર સાહેબ મેહેરબાન ખાન સાહેબ જાનમહમદ તે સમયે હતા. તે મારા મુરબીને ઘણા કૃપાળુ હતા. તેમણે ઇડર માહારાજા નેકનામદાર શ્રી કેશરીસીંહ માહારાજા કે. સી. એસ. આઇ. નાઇટ કમાંડર સ્ટાર ઓફ ઇન્ડીઆ સાહેબ બાહાદુરને વાત કરી. એક દક્ષણી–સ્ત્રીપુરૂષનું જોડું ટ્રેન થએલું છે. તે આપણા સંસ્થાનના ચોઇલાના માસ્તર હતા તે ઉપરથી દક્ષીણી લોક ઉપર નામદારની કૃપા હતી. તેમણે મેહેરબાન જાઇલ્સ સાહેબ તરફ અમારી માગણી વીષે લખાણ કર્યું તે સાહેબે મંજુર રાખ્યું.

મારી પત્નિ સીતા વિષ્ણુ સને ૧૮૮૮ માં શીનીઅર પાસ થયા. મારી ઇડર તાલુકામાં સ્કુલમાં પહેલા આસીસ્ટન્ટમાં રૂ. ૨૦) થી સીતા વિષ્ણુની ઇડર કન્યાશાળામાં રૂ. ૧૫) થી નીમણુક થઇ. સને ૧૮૮૯ શરૂઆતથી અમે ઇડર દાખલ થયા. આ વખત મેહેરબાન જાનમહમદ સાહેબ બદલાઇ ગયા હતા. ને હરગોવીંદ શીવશંકર માસ્તર હતા દક્ષીણી લોકના પણ ચાર પાંચ ઘર હતા. નાતજાતના ઘર તથા તાબાના માણસો તથા રાજદરબારી નોકરો તથા શેઠસાહુકારો સર્વથી સંપી જંપી સારી રીતે દીન નિર્ગમન થવા લાગ્યા. વરષે ડોઢ વરષે મહીના માસની રજા લઇ પુના જઇ આવતા. એ રીતે આનંદમાં દિવસ નિર્ગમન કરતા હતા.

સન ૧૮૮૯ ની શરૂઅતથી ઇડરમાં તેવીસ વરસ રેહેવું થયું. ચોઇલામાં ઉદયકાળ થયો. ત્યાંથી નિકળતી વખત ઘરેણાં માત્ર સાહુકારોને ત્યાં મુકયાં હતાં, કારણ દેવું હતું. ઇડર આવતાં સુધી અનામત હતું. અહીં આવ્યા પછી દર માસે અમુક રકમ ચોઇલે મોકલવા માંડી.

પિતાશ્રી રામેશ્વરથી આવ્યા. વડોદરે તેઓ સાદરાવાળા મોરોપંતદાદાને ત્યાં ઉતર્યા હતા. ત્યાં તેઓ ૬૭ વરસની ઉમરે ગુજરી ગયા. ખબર આવતાંજ હું સિદ્ધપુર જઇ તેમનું કારજ ક્રિયા સર્વ યથાસ્થિત કરી આવ્યો. વામનરાવ મારી પાસે હતા.

માધવરાવ વડોદરે હતા, તેમનો પણ વડોદરે કાળ થયો. તેથી અમે ત્યાં જઈ રેવાજીમાં તેમની યથાસ્થિત ક્રિયા કરી.

બાદ ઇડરમાં મહેરબાન ખાનસાહેબ જાનમહમદ પધારેલ તેમની ભલામણથી સ્વીનો રાજમાં પગ પેઠો તેથી અનેક ફાયદા થયા. થોડા દિવસ પછી નામદાર માહારાજા સાહેબે રૂ. ૫) સ્વીના પગારમાં વધાર્યા. ચોઇલાનું કરજ વરસ બે વરસમાં ખલાસ થયું.

સન ૧૮૦૧ માં પત્નિ સગર્ભા થયાં તેથી પુને ગયાં. બે માસ પછી તેમને પુત્રી પ્રસવ થયો. શ્રાવણ માસ પછી તેઓ અત્રે આવ્યા. આ પુત્રી બે વરસનાં થઇ ગુજરી ગયાં.

ત્યાર બાદ બે વરસે ફરી સગર્ભા થયાં. આઠ દશ માસે પુત્ર પ્રસવ થયો.

બાદ મેહેરબાન જાઇલ્સ સાહેબ બાહાદુર અત્રે પધાર્યા તેની ભલામણથી સ્વીને રૂ. ૫) પ્રમોશન મળ્યું. તેથી રૂ. ૨૫) પગાર થયો.

રાજમાંથી ઘણી સારી આવક રહી. પુત્ર દીવસે દીવસે મોટો થતો ગયો. ઘરમાં રસોઇ માટે બાઇ હતી ને પરચુરણ કામ કરવા એક ગાંયઝી હતી. પ્રથમ સુવાવડથી નોકરો વધારવા પડયા.

પુત્ર ત્રણ ચાર વરસનો થયો બાદ એક પુત્રી થઈ, તે બે વરસ જીવી મરણ પામી.

મેહેરબાન કરનલ ફેરીસ સાહેબ પધાર્યા. કન્યાળા તપાસતાં પરીણામ ઘણું ઉત્તમ જણાયાથી સ્વીના પગારમાં રૂ. ૫) વધાર્યા રૂ. ૩૦) પગાર થયો.

પુત્ર ભાઇ દામોદર સાત વરસનો થયા બાદ તેને જનોઇ દેવી અને તે પુને દેવી. એવો ઠરાવ થયો અને પુને ગયા. ત્યાં મોટી ધામધુમ કરી રૂા. ૩૦૦) ખરચી જનોઇ દીધી. બાદ મહીનો માસ રહી અમે ઇડર આવ્યા. અહી પણ મીત્રમંડળ તથા બ્રાહ્મણ જમાડયા રાજમાં થાળ પધરાવ્યા. પેદાસ પણ રૂ. ૧૦૦) ની થઇ.

સને ૧૯૦૦ પુરામાં પ્રીય પુત્ર આઠ વરસનો થયા પછી નવમે વરસે ફક્ત દશ દીવસ તાવ આવી મધુરો થઈ ગુજરી ગયો.

૧૮૮૯ થી ૧૯૦૦ સુધીદસ અગીઆર વરસ ખરૂં સુખ તથા આખા જન્મારાનો આનંદ ભોગવ્યો.

પુત્ર ગયા બાદ શોકમાં પડયા. એકાદ માસ બાદ સ્રીને તાવ શરૂ થયો છ માસ તાવ રહ્યો, તેથી ત્રણ માણસની ફર્લો રજા ઉપર બંન્ને નિકળ્યા સાથે બે બ્રાહ્મણ સ્રીઓ લેઇ જાત્રાએ નિકળ્યા.

અજમેર, પુષ્કરરાજ, આગ્રા, દીલ્લી, કનોજ, કાસી, ગયા, ઝાડખંડ, વૈજનાથ, કલકત્તા, જગનનાથ વિગેરે મોટાં મોટાં શેહેરો ફર્યાં ઘણામાં ઘણી મુદત કાસીમાં એટલે પંદર દીવસ રહ્યા, ઘણા શ્રાદ્ધ કર્યાં બનતાં પુણ્ય કર્યાં. કાશીમાં રૂ. ૧૦૦) ખર્ચ થયો. દરેક શેહેરમાં ત્રણ રાતથી વધારે રહી બરાબર અવલોકન કર્યું છેવટ અયોધ્યા અને ત્યાંથી પાનીપત થઈ ગુજરાતમાં આવ્યા. અમદાવાદ. વઢવાણ, રાજકોટ, પાલીતાણા જુનાગઢ, પોરબંદર, દ્વારકા વિગેરે તમામ જગામાં ત્રણ ત્રણ રાત રહ્યા. દ્વારકામાં એક અઠવાડીયું રહ્યા, વળતી વખત વેરાવળ, સોમનાથ થઇ અમરેલી, જેતલસર થઈ વઢવાણ અને એકદમ અમદાવાદ આવ્યાં. ત્યાં અઠવાડીયું રહી ઇડર આવ્યા. જાત્રા પછી ઇડરમાં બ્રહ્મભોજન કર્યું, રાજમાં થાળ મોકલ્યા. એકંદર પાંચસો રૂપીઆ ખર્ચ થયો. સન ૧૯૦૨ માં નામદાર મહારાજા કેશરીસીંહ ગુજરી ગયા તેથી ઘણી ઉદાસી પ્રાપ્ત થઇ.

સન ૧૯૧૧ સુધી ઇડરમાં રહ્યાં તેવીસ વરસ (૧૮૮૯ થી ૧૯૧૧ સુધી) બાદ ઈડર છોડયું ત્યારથી પગે પનોતી બેઠી.

ઈડરમાં બન્ને વચ્ચે છેવટ પગાર સ્રીને રૂ. ૩૦) પુરૂષને ૨૨) પર મળતા હતા. ઇડરની નોકરી પસંદ ન પડવાથી બંનેએ રાજીનામું આપ્યું. ઉપરીની ઘણી મહેરબાની હતી પરંતુ જીવને ઉદાસી વ્યાપી રહી.

અમદાવાદ આવ્યા—માહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજના લેડી સાહેબના ફરમાવવાથી મેહેરબાન કાલીદાસભાઇ જશકરણને અમ-

દાવાદ રીચીરોડ ઉપર મળ્યા ત્યાંથી કાગળ મળવાથી પાલણપુર ગયા. બંનેના રૂ. ૪૫) થી જૈન લુકાગચ્છ કન્યાશાળામાં બંન્નેની નીમણુક થઇ.

૧૯૧૨–૧૩ માં પાલણપુર આવ્યા. અહીં આસરે ૭ વરસ કામ કર્યું. આ સંસ્થા ખાનગી છે પાલણપુર, લુકાગચ્છ માહાજન તરફથી ફંડ એકઠું કરી આ સંસ્થા આશરે દશ વરસથી સ્થાપી છે. અહીં માહાજનનું અંતઃકરણપૂર્વક ઉત્તમ પ્રકારે કામ કરી માહાજનની સારી પેઠે મેહેરબાની સંપાદન કરી.

એક વરસ સારૂં કામ કર્યા બદલ રૂ. ૨૦) ઇનામ મેળવ્યું હતું તથા બીજા કેટલીવાર ઈનામ મળ્યાં હતાં.

દેશ દેશાવરના જૈન સાહુકારો સ્કુલ તપાસી ઉત્તમ શેરા કરતા તથા મીઠાઈ રૂમાલ વીગેરે વેહેચતાં.

સ્કુલનું ભરત કામ ઘણું સરસ હતું જેને માટે નામદાર એજંટ સાહેબના લેડી સાહેબે સારો શેરો આપ્યો હતો ને સ્કુલને ઇનામ વેચ્યું હતું.

પાલણપુરમાં શેઠ સાહુકારોમાં સીતાબાઇએ ઘણી સારી પ્રીતી સંપાદન કરી હતી. તથા એજનસીમાં નામદાર એજંટ સાહેબના મડમ સાહેબ તથા મેહેરબાન ફરામરોજ તથા ચંદુભાઇ છોટાલાલ શીરસ્તેદાર તથા દાકટર ઓક તથા ધોંડુપંત પટવરધન એ સઘળા સાથે ઘણી સારી ઘરવટ હતી તેથી સારી રીતે દીન નીર્ગમન થતા હતા. સૌથી વધારે સ્નેહ પટવરધનના ઘર સાથે હતો ત્યાં મારા પત્નિએ રૂ. ૭૫) ખર્ચ કરી આંખનું ઓપરેશન કરાવ્યું હતું. તેમાં વીસ દીવસ ઘણું કષ્ટ સહન કર્યું હતું ને પટ-વધરન સાહેબ તથા તેમના પ્રીય પુત્ર કાશીનાથ સાહેબે ઘણીજ તસદી વેઠી હતી આંખ નવી બેસાડી, ત્યારથી મારા પત્નિ આનંદીત રેહેતા હતા કે જેથી જંન્મખોડની ખામી ઢંકાઇ હતી.

મારા પત્નિના ભરત કામના વખાણ રાજસુધી જતાં રાજમાં મોટા બાપુ શ્રી તાલેમહમદખાંનના રાણી–નામદાર સુખાબાઇ

સાહેબે શિક્ષણ લેવા માંડયું હતું તથા તેમના કુંવરી પણ અભ્યાસ કરતા હતા અને તેઓ પણ પૈસા સંબંધી સારી મદત કરતા હતા. બે ત્રણ વરસ અમે સારા આનંદમાં ગુજાર્યા ને ઘણી સારી કીર્તી સંપાદન કરી.

પુનાથી મુંબઈ પ્રેસીડેન્સીના ચીફ જસ્ટીસ માહાદેવ ગોવિંદ રાનડેની પત્નિ મીસીસ રમાબાઈ રાનડે પાલણપુર આવ્યા હતાં તેમણે લુકાગચ્છ કન્યાશાળાની વીઝીટ કરી હતી તથા સ્કુલના વિષયો ભરતકામ પાકશાસ્ત્રના વિષયો વીગેરે જોઈ ઘણા ખુશી થયા હતા તેમણે ભાષણ કર્યું તથા મીસીસ સીતાબાઇએ પણ સ્ત્રીકેળવણી વિશે ઘણું અસરકારક ભાષણ કર્યું હતું.

રમાબાઇ સાહેબે સ્કુલની વીઝીટ બુકમાં ઘણો સારો શેરો કર્યો હતો.

બાદ સીતાબાઈનું શરીર બગડવા માડયું. તેથી પાણી ફેર માટે છ માસની કાપતે પગારે રજા લેવામાં આવી હતી.

દરમીઆન મુંબઇ આવ્યા. અહીં પણ ઉદ્યમ વગર ન ફાવવાથી બે ત્રણ માસ પાયધુની ઉપર માંગરોળ જૈન કન્યા શાળામાં હેડ મીસ્ટ્રેશનું કામ કર્યું.

શરીરની અશક્તીને લીધે અન્ન પચન થયું નહી ને સંગ્રહણીનું દરદ થયું તેથી છોડી અમદાવાદ ગયા ત્યાં કડી પ્રાંતના મેહેરબાન લેડી ઇન્સ્પેકટર સાહેબે થોડી મુદત પોતાના ગાયકવાડી રાજમાં નોકરી કરવા ભલામણ કરવાથી ત્યાં એટલે ઉનાવામાં બે ત્રણ માસ અમે નોકરી કરી. બાદ ફરી પાલણપુર ગયા. ગાયકવાડી ઉનાવા ગામમાં અમે બન્ને નોકર હતાં ત્યાં ત્રણ ચાર માસમાં પણ સારૂં કામ કરવાથી ગામલોકથી ઘણો જશ મળ્યો, અને મેહેરબાન લેડી ઇન્સ્પેકટર સાહેબ કન્યાશાળાની પરિક્ષા લેવા આવ્યા તે વખત હેડ મીસ્ટ્રેશ સીતાબાઇનો પગાર વધારી અમારા ગામમાં રહે એવી માગણી થઇ. લેડી સાહેબે થોડી મુદતમાં એમનો પગાર વધારવાથી જુના માણસની બુમો આવશે માટે હાલ

અમારાથી બને તેમ નથી એમ કહેવાથી વધારાનો પગાર ગામ લોક પુરો કરી આપવા કબુલ થયા ને લખાણ કર્યું પણ દરમીઆન પાલણપુર લુકાગચ્છ માહાજનના જાણવામાં આવ્યું કે આ લોક ગાયકવાડીમાં છે ને સીતાબાઇનું શરીર ઠીક છે તેથી માહાજને પોતાના પટાવાળા ભીકાજીને અમારી પાસે મોકલ્યો અને અમને મળવા બોલાવ્યા. અમે ગયા પછી ઘણોજ આગ્રહ થયો અને ઓરડર આપ્યો તેથી અમારે પાલણપુર રેહેવું પડયું અને ગાયકવાડીવાળા ઘણા નારાજ થયા.

પાલણપુરમાં પ્રથમની માફક ફરી ધમધોકારે કામ ચાલવા માંડયું. દક્ષણી મંડળમાં પણ આનંદ થયો, રાજમાં પણ ઘણો આનંદ થયો અને રાજમાં પ્રથમ માફક બોલાવવાથી જવું થયું.

સીતાબાઇને હાર્મોનીયમનો પણ અભ્યાસ હતો તેથી રાજ્યમાં પણ શીક્ષણની મઝા થઇ. ભરત અને વાંચન વીગેરે વિષયો પણ નામદાર સુબાબાઇ સાહેબ શિખતા હતા.

સ્કુલની બાળાઓ અપાર પ્રેમ રાખતી. તેઓ સ્કુલમાં શીખતી તે ઉપરાંત ઘેર પણ આવતી—જે બાળાઓ લગ્ન થવાથી ઉઠી ગએલી તે પણ ઘેર આવતી.

માહાજન મંડળની ઘણી કૃપા હતી. સીતાબાઈનું શરીર કોઇ વખત બગડે તો માહાજન તરફથી પીતાંબર ભાઈ સાહેબે નહાલચંદ ભાઈને રૂબરૂ કહેલું કે પૈસા વગર આ બાઇને દવા આપવી તે પ્રમાણે ચાલતું.

દીવસે દીવસે શરીર વધારે વધારે બગડવા માંડયું. પોતાની ન્યાતના ઘોંડોપંત દાકતર સાહેબના પ્રીય પુત્ર જે સ્ટેટ સરજન હતા તેઓ સીક થયા ને હવા ફેર સારૂ મુંબઇ નજીક વેસાવા સ્થળે કુટુંબ સહીત પધાર્યા માસ બે માસ ત્યાં હવા ફેર તથા દવા ચાલી પણ ક્ષયથી ત્યાં કાશીનાથ સાહેબ દેવલોક થયા તેમના માતુશ્રી પણ દેવલોક થયા. પટવરધન સાહેબના ઘર સાથે અમારે ઘણો સારો સંબંધ હતો, તેમના ઘરના બે કર્ત્તા હર્ત્તા માણસ ગુજરી

ગયાથી ઘરમાં શોક વ્યાપી ગયો ત્યાંથી ( વેસાવેથી ) તેઓના કુટુંબ પાલણપુર આવ્યા દવાખાનામાં બીજા ડાકતર કામ કરતા હતા. તેથી આ કુટુંબને બીજા બંગલામાં ( તલકા પારેખના ) મુકામ આપ્યો હતો, અહીં આવ્યા બાદ રાજની તેમના ઉપર ઘણી કૃપા હતી, તેથી મરનાર કાશીનાથના પત્નિને રૂ. ૫૦) પેનસન બાંધી આપ્યું ને પટવરધન સાહેબને રૂ. ૧૦૦) પેનસન હતું. બાદ એ કુટુંબ અમદાવાદ આવ્યું.

અમે પણ ધીરે ધીરે કંટાળો ખાતા હતા. નામદાર સુખાબાઇ સાહેબ તરફનું શિક્ષણ ચાલુ હતું.

સીતાબાઇનું શરીર ધીરે ધીરે ઘસાતું ચાલ્યું હતું. તેમને છ માસથી સ્વેતપ્રદર હતો તે ધીરે ધીરે વધારે થઇ રક્ત પ્રદર થયો. તે માસ બે માસ ચાલુ રહ્યો. ઘણી દવા કરી પણ અશકતપણું વધી ગયું ને હાડજ્વર લાગુ થયો હાડજ્વર છ માસથી હતો બાદ તાપ વધારે આવવા માંડયો તેથી નોકરી છોડી દેવા વિચાર કર્યો.

દયાળુ માહાજન તરપૂથી નહાલચંદભાઇ ( માહાજનના દવાખાનાના ડાકતર ) તરફથી દવા ચાલતી હતી. અમે બંન્ને જણે નોકરીનું રાજીનામું આપ્યું માહાજનની ઘણી કૃપા હતી પરંતુ દીલગીરી સાથ રાજીનામુ સ્વીકાર્યું. રાજમાંથી રજા માગી તેઓ બહુજ નાખુશ થયા ને ફરી જરૂર આવજો કહી રજા મળી—મીત્રમંડળ નાતજાતમાં પણ માહે ડીસેંબર સને ૧૯૧૭ માં અમે છેલી વાર પાલણપુર છોડયું. મારા પત્નિ સીતાબાઇને હું જયારે નજર ભરી જોતો ત્યારે બહુજ બળી મરતો. મને માલમ હતું કે હવે આ છબી થોડી મુદત છે. જેમ મુદત નજીક આવતી રહી તેમ પ્રેમ વધતો હતો—સ્ત્રી .પણ જાણુતી હતી કે હવે હું વધારે દીવસ નહી કાઢું અને મીત્રમંડળ, સ્નેહી, નાતજાતવાળા મળવા આવતા તે વખત મળતાં આંખો ભરાઈ જતી ને રોતાં રોતાં છેલી વાત ચીત થતી હતી.

અમદાવાદ જવા નિશ્ચય કરી અમો નીકળ્યા નોકર ચાકર સ્નેહીઓ રેલવે ઉપર મુકવા આવ્યા તેમને છેલી વારની મુકાલાત હોય તેમ ઉદાસીથી મળી લીધું

અમદાવાદ આવ્યા અહીં પણ પાલણપુરવાલા પટવરધન દાકતર ધોંડોપંત હતા તેમની દવા ચાલતી. તેઓ સાહેબ એક વખત પોતાના સ્નેહી ( વીલાયત જઇ આવેલા ) તળવરકર સાહેબને સાથે વિઠ્ઠલ મંદીર આવ્યા હતા. તેમની દવા દશેક દીવસ ચાલી.

બાદ સીતાબાઇએ કહ્યું કે મને ઇંગ્રેજી દવા બહુ સખત લાગે છે, તેથી તે બંધ કરી દેશી દવા વૈદની શરૂ કરી. દાકતર સાહેબે તથા વૈદે બંન્નેએ એકજ રીતે કહ્યું કે આ દરદીના શરીરમાં બીલકુલ લોહી નથી તેથી દવા લાગુ થશે નહીં ને હવે આઠવાડીયું નિકળે તો ઘણું છે. અન્ન તજી દીધું હતું, દીવસમાં બે ત્રણ વાર દુધ આપવામાં આવતું, ને રાત્રે પણ એક બે વાર દુધ આપવામાં આવતું. બેન યશોદાબાઇને પત્ર લખી બોલાવ્યા હતા.

બે ચાર દીવસ અવલ સીતાબાઇએ મને કહ્યું કે હવે હું જઇશ, મેં દીલગીરી ઘણી બતાવી પણ તે સાથે ઇશ્વર સંબંધી ઘણો બોધ કર્યો.

જગતમાં જે જન્મ્યું તે જાય-એ કેહેવત પ્રમાણે પ્રાણીમાત્ર જન્મ્યું તેને મરણ છે. નામ માત્રનો નાશ છે. અમે પણ એજ રસ્તે છીએ.

**છપો.**

કોઇ આજ કોઇ કાલ કોઈ માસે છ માસે,
કોઇ વરસ દસ બાર કોઈ પચીસ પચાસે;
કોઇને થાએ સાઠ કોઇને થાએ એંસી,
જે જાચું તે જાય નથી રેહેવાનું બેસી.
અવસર ગયા આવે નહી પસ્તાવો ચીતમાં ચઢે;
સામલ કહે પ્રથમ પ્રીછે નહી, વળતી હાથ ઘસવા પડે.

માટે ઇશ્વર નામ સ્મરણુ વગર બીજો સારો માર્ગ નથી, રામ વિના કોઇ તારક નથી. દુનિઆ ફોકટ સંસારમાં કંઇ સાર કે સુખ નથી.

**પ્રભાત રાગ**—રામ ભજનકર રામ ભજનકર
રામ ભજનકર પ્યારી હો. ટેક.

સ્વર્ગ મૃત્યુ પાતાળની માંહી જળ સ્થળ જેનો વાસો રે,
તારા અને માહારા ઘટમાંહી પ્રકાશી રહે છે શ્વાસો રે.
રામ ભજનકર ॥૧॥

કાસી ક્ષેત્ર પ્રસિદ્ધ હીંદમાં વિશ્વનાથનું ધામરે ॥
પરંતુ મરણ સમયમાં એ સ્થળે ઉચરે રામનું નામરે ॥૨॥

પ્રલ્હાદ બાળનો અંત લીધો ને પર્વત શીખરથી ફેંકયો રે ॥
અગ્નિદાહથી હીરણ્યકશ્યપું યત્ન કરીને થાકયો રે ॥૩॥

મંજારીના બાળ ઉગાર્યા, સુધનવાને તાર્યો રે ॥
રામ કૃપા જેનાપર પુરણ તે કેમ જાએ માર્યો રે ॥૪॥

અજામેળ ને ગુણકા પાપી, નામ તણા પરતાપે રે ॥
ધૃવબાળને અચળપદ આપ્યું, દીન દયાળે આપે રે ॥૫॥

ગજેંદ્ર તણી પુરી સહાય કરીને ગ્રાહ વિદારી નાંખ્યો રે ॥
જે પ્રાણીને રઘુવર રાખે, તે કદી દુખી નવ દેખ્યો રે ॥૬॥

રામ નામ બીન મુખડું જેનુ તેં સર્પ રાફડો સમજો રે ॥
રામ પંચાયતન કેરી છબીને હૃદય વીશે પ્રીય ધરજો રે ॥૭॥

પ્રભુ ભક્તિ વિણ વાંછા મનમાં કોઇ તરેહની ધરશો રે ॥
સરવે નિસ્ફળ મૃત્યુ લોકમાં કાજ કશુ ન સુધરશે રે ॥૮॥

બાપુ સફળ ભવ કરીલો પ્યારી હરી ચરણે ચીત ધારી રે ॥
મોક્ષ પામશો આ ભવમાંથી રામ મોક્ષ અધિકારી રે ॥૯॥

આવી રીતે વાત ચીત થઇ રાત ગુજરી ગઇ બીજે દીવસે સવારે ૯ વાગે બેહેન યેશોદાબાઇ આવ્યા તેવાજં ઉપર આવ્યાં બંન્ને બેને નજરોનજર મેળવી ભેટયા હરખના આંસુ આવ્યા.

થોડી ઘણી વાતચીત થઇ કલાક બે કલાક શાંતતા રહી બાદ જીવ ગભરાવા લાગ્યો ઉઠ બેસ ઉઠ બેસ થવા લાગી.

બાર વાગ્યા પછી સીતા છેલ્લી વાણી બોલ્યા કે હવે તમે ખાઇ લો આથી અમારી ખાવા તરફ વૃતી થઇ નહી. પણ ઉલટા ગભરાયા કે, આમ બોલવાનું શું કારણ હશે બીજીવાર પણ તેવું બોલ્યા. અમને ખાવાનું શાનું સુઝે તથાપી અમે કહ્યું કે અમે જમી આવ્યા છીએ.

અરેરે પ્રભુ આખરે આમજ થશે. હું એકલો નીરાધાર જંગલમાં ફળ પુલ વગરનું તેમજ ડાળા પાંખડાવીનાનું વૃક્ષ એકલુ સુકું વ્રક્ષજ રહીશ–આવા તર્ક વીતર્ક મનમાં ચાલતા હતા. મારા સામુ જોઈ મોં ઉપરથી હાથ ફેરવ્યો આંસુડા ભરપુર ચાલતા હતા.

બાર ઉપર બે વાગે સ્વાસ શરૂ થયો ને ભાન ગયું ને ચાર વાગે સ્વાસ બંધ થયો.

સન ૧૯૧૭ સંવત ૧૯૭૩ ના માગસર વદ ૦)) અમાસને દીવસે સાંજના ચાર વાગે સ્વર્ગવાસી થયા. સંવત ૧૯૨૭ ના વૈશાખ સુદ ૩ થી સંવત ૧૯૭૩ માગસર વદ ૦)) સુધી ૪૫ વરસ ૭ માસ ૨૭ દીવસની ઉમરે ગયા.

ગીરધારીરે વાત વદોને વીચારી–એ રાગ.

પ્રીય પત્નિરે નવ તરછોડો મુજને, નહી જાવા દઉં હું તુજને,
હશે કદી અપરાધો, હું દીન રંક પ્રાણીના તે તજી દો ન કરો ગણુના;
રીસ ન કરો છોડી નિતી રે, એ ઘડપણમાં નહીં રીતીરે–ટેક,
છોડી જન્મારાની પ્રિતી, કેમ જાઓરે છોડી વન તવ પ્રીયજનને
નહીં જાવા દઉં ॥ ૧ ॥

તમે અતી કષ્ટ વેઠી તનમાંરે, બહુ ચિંતા રાખી મનમાં;
મારૂં પાલન કર્યું આ જનમાં, તે કેમ વિસરે રે નહી ધારી શકુ
ધીરજને નહી જાવા દઉં ॥ ૨ ॥

હું જગે એકલો પ્રાણી, નિરાધાર બન્યોરે શાણી,
વળી મીલકત સૌ વેરાણી, કોણ આશ્રય દેરે આવા પાપી જનને
કરણીમાં નહી કઇ ખામી, સતી તવ કીરતી અવીચળ જામી ॥ ૩ ॥
અંતઃકરણ પતી વચન કદી ન ઉથાપી રહે ચીત્ત પ્રભુનામ જને ॥૪॥
આપણ સંપ કરીને રેહેતાં, સંસાર વીશે આચરતાં,
બાપુ પુન્ય સહુ પરવરતાં. વિયોગ આવ્યો રે આ. અભાગી મુજને ॥૫॥

**સ્ત્રી વીશે. દરેક ચરણમાં અક્ષર ૧૧ માત્રા ૧૬.**

# ललित.

अरर हायरे हाय हायरे, अरर जीवडो खाख थायरे.
युवती माहरी प्रिय प्राणरे, मुकी मने गइ स्वर्ग स्थानरे.
मृत्युलोकमां रवडतोज हुं, कयम रही शकुं जाण प्रीय तुं.
तुज छतां कदी वियोगी थतो, तदपी जिवडो त्रास पामतो.
मीन जळ विना जे मरे मरे, तेम टळवळु जीव ना ठरे.
विश्राम पामवा क्यां जइ वसु, ज्यां जइ वसुं गमे नही कशु.
मनडुं वाळुछुं ते नहीं वळे, अरेरे चक्षुथी आंसुडां ढळे.
महा मुसीबते दिन जाय छे, रेहेन वैरिणी भारी थाय छे.
अरर दैव आ शुं तने गमे, कयम सही शकुं दुःख आ समे.
अरण्यस्थानमां शोधतो फरुं, छबी नहि दिसे शुं हवे करुं.
पापी जिवडो न जाय हे हरे, बळात्कार्ये नव कार्य सुधरे.
शुंन्य भासे छे अखिल विश्व आ, क्यांही न सुझे गमन पंथ आ.
बाग बंगले नजर जाय छे, सर्व शुंन्य थइ खावा धाय छे.
अन्न नही गमे वस्त्र न गमे, सुस्थान न गमे झेरने समे.
मन ठरे नहीं नित्य कर्मोमां, मन ठरे नही ईस्ट ध्यानमां.
मन ठरे नही मित्र स्नेहिथी, जग वीयोग छे श्रेष्ट सर्वथी.
प्रभुजी प्रार्थना दासनी सुणो, सर्व विसरो मूज अवगुणो.
स्वपाद पंकजे दास संघरो, एज प्रार्थना हृदयमां धरो.
नहि विसारुं हुं भक्तिने कदा, हृदयमां धरुं मुर्ती सर्वदा.
बिजी यांचना छे एक मांहरी, माहरी अंगना स्वर्ग संचरी,
मुक्ति बक्षशो चरणमां धरी, शांति आपजो दयाळु श्रीहरी.

સ્રીરત્ન ગયું ત્યારથી મારો સંસાર ભંગ થઇ ગયો. જગત સુન્ય થઇ ગયું, દેહ જુદા હતા પણ આત્મા એકજ હતો આત્મા ગયાથી દેહ જેમ નકામો છે, તેમ ભલે ફરો હરો પણ દેહભાન-વગરનો થઇ ગયો, બાકી દીવસ પુરા કરવાના રહ્યા અરેરે ગમે-તેવું મોટું સામરાજ્ય હોય પણ પ્રધાન વગર ચાલેજ નહીં, રાજા તો એક પુતળું છે, પણ કર્ત્તા હર્ત્તા પ્રધાન છે. રાજા તો ગાડી છે પણ પ્રધાન અશ્વ છે, સ્ત્રી એ ગ્રહરૂપી રાજયનો પ્રધાન છે. ઘરસંસાર તો સ્રીનોજ છે. પુરૂષ તો બહારથી રખડી મેહેનત અને પ્રયત્નથી પેદા કરી લાવે, પણ તેનો વ્યવહાર ચલાવવો એ કામ બહુ મુશ્કેલ અને બુદ્ધીવાનનું છે, માટે હવે ગમે તેવું રૂપવંત રત્નજડીત શણગાર સજેલું માણસ હોય પણ પગ વગર ચલાયજ નહીં, પૈડા વગરનો રથ, ઘી વગર જેવો કંસાર, સ્રી વીના તેવો સંસાર. કરોડો રૂપીઆ ખર્ચી મેહેલ બનાવો, તેમાં રાચ રચીલુ અપાર છે. પણ હવે દીવસ નથી રાત છે તો દીવા વગર મેહેલ પણ અંધારૂંજ છે, આંખો વગર બધું અંધારૂંજ છે. સ્રી એ દીવો છે, હવે વર્ણન કરવા કરતાં સમે વર્તે સાવધાન. સમયાનુસાર વરતવું જોઇએ ને ઇશ્વર મરજીને સ્વાધીન થવું એજ જગતમાં કર્તવ્ય છે. હવે તો તેની સદ્દગતીના રસ્તા શોધવા. ધર્મદાન અને અમર નામને માટે જે ઘટે તે કામ આરંભવા. મારા પત્ની ગુજરી ગયા પછી બે ત્રણ દિવસે હું તથા મારા પ્રિય બંધુ સમાન વિઠ્ઠલ મંદીરના નારાયણરાવ બાલાજી બંને જણ પોષ સુદ ૩ ને દીવસે તેમની ક્રિયા કરવા સારૂ શ્રી સિદ્ધપુર ક્ષેત્રમાં ગયા. અહીં શ્રી સરસ્વતી તીરે પહેલે દિવસથી દશે દિવસની ક્રિયા કરી ગોરને ત્યાં મુકામ રાખ્યો હતો. અમારા બંનેનું ખાવાપીવાનું ગોરને ત્યાં થતું હતુ. અમે બાર દિવસ સુધી સિદ્ધપુર રહ્યા. અગીયારસું, બારસું, તેરમું એ સર્વ શ્રી સિદ્ધેશ્વર માહાદેવની ધર્મશાળામાં કર્યું. આ ત્રણે દીવસ રૂ. ૧) દક્ષણા રોજ દરેક બ્રાહ્મણને આપી દક્ષણી બ્રાહ્મણ જમાડવામાં આવ્યા.

દરેક બ્રાહ્મણને છત્રી, જોડા, પહેરવાનાં ધોતીયાં તથા ઉપરણા આપવામાં આવ્યા.

ચૌદમે દિવસ માસીક કુંભ વિગેરે નિવૃતી કરી સઘળું અટપ્યા પછી ગોરને સાથે લઇ અમે અમદાવાદ ગયા. અહીં ગોરને સજાદાન આપ્યું. ગોરને રૂા. ૨૫) રોકડા દક્ષણા આપી. પલંગ ( લોખંડનો ) તળાઇ, રજાઈ, ચાદરો, સાડી ખંડ આપ્યા. લોટો, પવાલું, થાળી, તપેલું, તાસક આપ્યા. તેને રેલવે ખર્ચ વિગેરે આપી પાછા સિદ્ધપુર રવાના કર્યા. ગોર માહારાજે બહુ સંતોષ બતાવ્યો. અમારા લાગતા વળગતા પણ ખુશી થયા. બાદ વિઠ્ઠલ મંદિરમાં દરરોજ દેવ આગળ દીવો કરવા પીતળની સમઇ બાર માસ માટે તેલ આપ્યું. ભદ્રમાં દક્ષણી બ્રાહ્મણને દર માસે મણ ધાન્ય છ માસનું આપ્યું. સવાષણ ને નવી સાડી, સોનાનું ગુલાબનું પુલ, કાનના પુલ, ચોળી માટે ખંડ, દક્ષણા વીગેરે આપ્યા તથા બીજી બે સવાષણા તે સાડી ચોળી આપ્યાં ને જમાડયા.

એ રીતે માસીક કર્યા બાદ અમદાવાદમાં પણ શાંતી કરી. મારા પત્નીને હાર્મોનીયમનો શોખ હતો તેથી તેમની રૂા. ૫૫) ની પેટી અમદાવાદ વિઠ્ઠલ મંદિરમાં અર્પણ કરી. મરણ સ્થાને હોમ તથા શાંતી કરવામાં આવી. વિદ્વાન બ્રાહ્મણોને મંત્ર પુષ્પાંજલી માટે ૧૯ બ્રાહ્મણોને ચચાર આના દક્ષણા આપી બોલાવ્યા તથા અમદાવાદમાં સારૂં પકવાન્ન સાથે પચીસ દક્ષણી બાહ્મણ જમાડયા.

અખાત્રીજને દીવસ કુંભ ફળ દક્ષણા રેજા સાથે બે સવાસણો જમાડવામાં આવી.

ખંડ નાળીએર સાથે ખોળો ભરી ઘટીત દક્ષણા આપી તથા છ માસના દાણા માટે રૂ. ૪) વિઠ્ઠલ મંદીરમાં આપ્યા. મારા પ્રિય પત્ની પછવાડે સુમારે બસેં અઢીસે રૂપીઆ ખર્ચ થયા.

બાદ મારા મિત્ર મંડળ મહેરબાન ગોવરધનદાસ તથા ખાનસાહેબ મહેરબાન જાનમહમદ સાહેબને મળ્યો.

મહારી ઇચ્છા એવી હતી કે મારાં વિદુષી પત્ની જેઓ મારા સાથે વર્યા પછીજ મારી ચઢતી થએલી ને તેમનાં પગલાં મારા ઘરમાં થયા પછીજ દુઃખ દારીદ્ર કમી થયાં હતાં ને તેમણે

નોકરી કરી મારા કરતાં પણ સારી રીતે પગાર મેળવ્યો હતો તેથી તેમની પછવાડે તેમનું નામ અમર રહેવાના ઈરાદાથી તેઓ જે કોલેજ ભણ્યાં હતાં તે કોલેજમાં સ્કોલરશીપ આપવી. પણ આવી બાબતમાં હું અનુભવી નહોતો, તેથી પરમ કૃપાળુ બાળ મિત્ર જેમણે બાળપણમાંથી દરેક કામમાં મને મદદ આપેલી તેઓ મેહેરબાન ખાનસાહેબે મને સારી પેઠે મદદ કરી તેથી મેં રૂા. ૧૨૧૫) બારસે પંદર રોકડા તેમને આપ્યા તેની ૬૭ાા ના ભાવની સાડાત્રણ ટકાની પ્રોમીશરી લોનો રૂ. ૧૮૦૦) ની ખરીદી કરીને આ બાબત સરકારમાં નામદાર મુંબઇ પ્રેસીડેન્સીના ડાયરેકટર ઈન્સ્ટ્રકસન સાહેબ તરફ તેઓ સાહેબની મારફત લખાણ કર્યું. તે સંબંધી ઇંગ્રેજી લખાણના કાગળ આ સાથે સામેલ છે.

શિષ્યાઓને અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ અને તેને લગતી સ્કુલોમાં " સીતાબાઇ બાપુજીરાવ સ્કોલરશીપ અને ઇનામ ફન્ડ " આપવાની વ્યવસ્થા કરવાના નિયમોની સૂચના—

શિષ્યવૃત્તિનું નામ " સીતાબાઈ બાપુજીરાવ સ્કોલરશીપ " ધારણ કરવામાં આવશે.

૨. સાડાત્રણ ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકેલાં નાણાં રૂા. ૧૮૦૦) અંકે એક હજાર આઠસોના વ્યાજમાંથી અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરતી કોઇપણ દક્ષીણુ યા દક્ષીણી બ્રાહ્મણની બાળા કે જે મહિકાંઠા એજન્સીના વતની હશે તેને રૂ. ૫) અંકે પાંચની શિષ્યાવૃત્તિ આપવામાં આવશે. જેનો નિભાવ મજકુર કોલેજમાંજ સંપૂર્ણ સંતોષકારક અભ્યાસ જોવામાં આવશે ત્યાં સુધી કરવામાં આવશે.

૩. મજકુર કોમની શિષ્યાને અભાવે મહિકાંઠાના વતની દક્ષિણી બ્રાહ્મણને અને જેને અભાવે કોઇપણ એજન્સીમાં અથવા તો બ્રીટીશ (રાજ્યમાં) જીલ્લામાં વસનાર દક્ષીણી બ્રાહ્મણને આપવી.

૪. કલમ. ૨, ૩, ના અભાવે કોલેજમાં અભ્યાસ કરનાર કોઇપણ ગુજરાતી બ્રાહ્મણને તેમાં પણ મહિકાંઠા એજન્સીના

વતનીને સ્કોલરશીપ આપતી વખતે હક વધારે ગણી પ્રથમ તેને ચુંટી કાઢવામાં આવશે.

૫. કલમ ૨-૩-૪ના અભાવે મજકુર કોલેજમાં અભ્યાસ કરનાર કોઈપણ હિન્દુ વિદ્યાર્થીને તેમાં પણ મહિકાંઠા એજન્સીના વતનીનો હક પ્રથમ ગણવામાં આવશે.

૬. દક્ષિણી બ્રાહ્મણ સિવાય ઇતર કોમના માણસોને કે જેને સ્કોલરશીપ મળતી હશે તેનો મજકુર સ્કોલરશીપ ઉપર બીલકુલ હકદાવા રહેશે નહિ, અને વધુમાં આપવામાં આવશે નહિ.

૭. શિષ્યવૃત્તિ ઉત્તર વિભાગના કેળવણી ખાતાના અધ્યક્ષ (ઇન્સ્પેકટર સાહેબ) અને મજકુર પાઠશાળાના (કોલેજનાં) લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબની સંમતીથી ચુંટી કાઢેલા શીષ્યને આપવામાં આવશે.

૮. અચીન્તવ્યાં ખરચો, જો કોઇ પણ હોય તો, અને સ્કોલરશીપને અનુસરતું ખરચ બાદ કરતાં જે બચત રહે તેનો વ્યવસાય મજકુર કોલેજને લગતી શાળાઓમાં ઇનામ તરીકે મેળાવડાના રૂપમાં કરવામાં આવશે અને તે વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવતી ચોપડીઓ અગર તેવાજ રૂપમાં તેવણને લગતી વસ્તુઓના પ્રમાણમાં કરવામાં આવશે.

૯. દક્ષિણી બાળાના અભાવે ગુજરાતી બ્રાહ્મણને અને તે બન્નેના અભાવે ઇતર કોમના કોઇપણ હિન્દુ વિદ્યાર્થીને સ્કોલરશીપ આપવામાં આવશે.

બાદ મારાં પરમ સુશીલ બેન મારાં શાળી યશોદાબાઇ મને બોલાવવા અમદાવાદ આવ્યાં અને એમણે ઘણો આગ્રહ કર્યો કે વૃદ્ધ અવસ્થામાં તમે એકલાં અત્રે રહો અને અનેક પ્રકારની અડચણો સહન કરો એ સારૂં નહીં. એમ છતાં આપને જે જે હરકતો પડે તે તે અમારાથી જોઇ શકાય નહીં માટે મારી સાથે મુંબઇ ચાલો તેથી હું અમદાવાદ છોડી ચાલતા જેઠ સુદ ૭ ને રવીવારે મુંબઇ આવ્યો.

અહીં આવ્યા બાદ તેઓએ મારી ઘણી સેવા કરવા માંડી છે તેથી હું ઘણો સંતોષી અને પ્રસન્ન છું.

અહીં આવ્યા બાદ મને એક બીજો વિચાર સુઝયો કે અમે સજોડે પાલણપુર જે કન્યાશાળા માહાજન મંડળની હતી તેમાં હતાં તે શાળામાં દર સાલ વાર્ષીક પરિક્ષા બાદ સ્કુલની તમામ બાળાને તથા નોકર ચાકરને જમણ આપવું, અને તેને માટે રૂા. ૩૦૦) ત્રણસોની રકમ મુંબઇ મધ્યે પાલણપુરના રહેનાર મહેરબાન સુરજમલ લલુભાઇની દુકાને વ્યાજે મુકી તેઓ સાહેબે કૃપા કરી છ આના વ્યાજ આપવા કબુલ કર્યું જેથી દર સાલ રૂ. ૧૩ા) વ્યાજ આવે તે વ્યાજથી સ્કુલની હયાતી સુધી દર વરસ જમણ ચાલે અને તે બાબત નામદાર પાલણપુરના માહાજન મંડળે કૃપા કરી મંજુર રાખી છે તેથી તેમનો ઉપકાર માનું છું.

હવે અમારી ખરી ચઢતી ખરૂં સુખ ઇડરમાં થયું, તેથી ઈડરમાં નામ અમર રહેવા નીચે મુજબ કરવામાં આવ્યું.

મરનારના પછવાડે મને પૂર્ણ મદદ કરનાર અમદાવાદ વીઠ્ઠલ મંદીરના દંપતી કાસીબાઇ તથા નારાયણરાવ છે. તેમનો અત્યંત આભારી છું.

આ સીવાય મરનારની વર્ષ ક્રિયા ગૌદાન સાથે રૂા. ૧૦૦) ખર્ચ કરવા તથા તેવીજ રીતે પુત્ર સમાન કોઇના હાથે રૂા. ૧૦૦) ખર્ચી તેમની માતૃગયા કરવી.

આ સિવાય ત્રણ કન્યાદાન આપવા રૂપીઆ ત્રણ ત્રણસેના બે ને મરનારની ઈચ્છા પ્રમાણે તેમના ભાઇ ગણેશ વિષ્ણુને લગન કરાવવા બદલ રૂા. ૫૦૦) પાંચસો આપવા તથા મરનારની યાદ-

ગીરીમાં તેમના પ્રીય બેનને રૂપીઆ આસરે ચારસો સુધીની જણસ આપવી. બીજા ભાઇની પત્નીને ઘટીત આપવું. આવી રીતે વ્યવસ્થા કરતાં જે વધે તે બાપુજીરાવની હયાતી સુધી તેમને કબજે રહે ને છેવટ પોતાની મરજી પ્રમાણે વ્યવસ્થા કરે.

સી તા

સીતાબાઇ બાપુજીરાવનું
ટુંક જીવન ચરિત્ર પૂર્ણ થયું.

બા ઇ

સંવત ૧૯૭૩ ના અષાડ શુદ ૫
સન ૧૯૭૩ ના જુન તા. ૨૪ મી.

લા. બાપુજીરાવ વિઠ્ઠલ ગજનેત્રી.

# મીઆ જ્યાન.

## કવિત મનહર છંદ.

ભર યુવ વય માંહી, પ્રીય દારા સ્વર્ગવાસી,
થયા પણ સંતોષથી, શીળવ્રત પાળે છે.
સંસારમાં કુટુંબમાં, મિત્ર મંડળમાં પ્રિય,
ખુદા પર પ્રેમ ધરી, ખુશી આઠે જામે છે.
પ્રીય પુત્ર પર પ્રેમ, દીન નીશ પુર્ણ જેનો,
ઘર સુત્ર પ્રેમ થકી, જાતેથી ચલાવે છે.
પુત્ર પણ થોડા વયે, વિદ્યા પુર્ણ મેળવીને,
એલએલ, બી. થઇને, ન્યાયે જશવંત છે. ૧
શોભે છે કીતાબ જેને, રૂડો સર ખાન કેરો,
માનવંત ઠામ ઠામ, માન બહુ પામે છે.
મોટી મોટી સભા માંહે, સભાસદમાં બીરાજે,
મેંબર કે સેક્રેટરી, ઇંગ્લીશ સ્થાપે છે.
બુદ્ધિવંત દયાવંત, વળી સદગુણવંત,
તેજવંત તેજ જેના, ભાલ વિષે ઓપે છે.
પરઉપકારી વળી, પરકષ્ટ નષ્ટકારી,
બાપુ કહે મીઆ જ્યાન, રૂડાં બીજ રોપે છે. ૨



નામદાર રમાબાઈ રાનાડે તા. ૧૨-૨-૧૨ ને દિવસે પાલણપુર લોકાગચ્છ કન્યાશાળામાં પધારી વીઝીટ કરી વીઝીટ બુકમાં કરેલો શેરો ઇંગ્રેજી તેનો ગુજરાતી તરજુમો આ સાથે સામેલ છે.

## નામદાર રમાબાઇ રાનાડેના ઇંગ્રેજી સેરાનો તરજુમો.

આજરોજ પુનાની બાનુઓ, કાળીદાસ જશકરણ ઝવેરી, તથા ચંદુલાલ મોતીભાઇ કોઠારી સાથે રહી શાળાની મુલાકાત લીધી હતી અને જે ચૌદ સ્ત્રીઓ કેળવણી લેવામાં આનંદ અને પોતાનો સ્વાર્થ સમજતી હતી તેમને જોવામાં મને ઘણીજ ખુશી થઇ હતી. શાળાનું મકાન સગવડવાળું છે. આ સંસ્થા વધારે જરૂરની છે. કારણ કે તેમાં ધાર્મિક, નૈતિક, તેમજ વ્યવહારીક કેળવણી અપાય છે, જે આવી સંસ્થાનું મુખ્ય લક્ષણ છે. ટુંકામાં ફક્ત ધામિક કેળવણી આપવા કરતાં સામાન્ય વ્યવહારીક કેળવણી આપવી એ વધારે ઉપયોગનું છે. કારણ કે ધાર્મિક કેળવણી જે તેઓને સારી માઓ નિવડવાને જરૂરની છે. તે તેઓ વ્યવહારીક કેળવણી લીધા પછી વધારે સારી રીતે લઇ શકે. આ સંસ્થામાં કોઈ જાતની ખામી રહી નથી અને જે સુજ્ઞ શેઠીઆઓ આ ખાતા તરફ પોતાનું સારૂં ધ્યાન આપે છે તેમને માન ઘટે છે, મને જણાવવામાં આવ્યું છે કે આ રાજ્યના માજી કારભારી મહેતાજી **પીતાંબરભાઇ હાથીભાઈ** તથા મહાજનના આગેવાન ગ્રહસ્થ **કોઠારી મગનભાઇ ઉજમભાઇ** સ્ત્રી કેળવણી કે જેમાં સમગ્ર હિંદુસ્તાનનો ઉદ્ધાર સમાએલો છે, તે તરફ પોતાનું ધ્યાન આપે છે. સ્ત્રી શિક્ષક સીતાબાઈ તથા તેમના પતિ બાપુજીરાવ જેઓ આ શાળાના હેડમાસ્તર છે તે તથા ધાર્મિક શિક્ષણ આપનાર રતનબાઇ પોતાના કામમાં સારૂં લક્ષ આપે છે અને તેમના શિષ્યોનું ભરત અને સુઈકામ જોઇ હું તે શિક્ષકોને મુબારકબાદી આપું છું. વળી મને જાણીને ખુશી ઉપજે છે કે પાકશાસ્ત્ર માટે ખાસ કરીને ગોઠવણ કરવામાં આવી છે અને હમણાંજ તે વિષયના બુકમાંથી પાઠો આપવાનું શરૂ થયું છે. છેવટે આ સંસ્થા હરેક રીતે ફતેહમંદ થાઓ તેવું હું ઇચ્છું છું.

તા. ૧૨ મી ફેબ્રુઆરી સન ૧૯૧૨ — ઇંગ્રેજી સહી

મુ. પાલણપુર. — **રમાબાઇ રાનાડે.**

તે વખતે હેડમીસ્ટ્રેસ સીતાબાઇએ સ્ત્રી કેળવણી વિષે અસરકારક ભાષણ કર્યું તે લંબાણને લીધે અત્રે લખતા નથી માત્ર તે વખત એક નિતી સંબંધી ગરબી, વિદ્યા સંબંધી ગરબી તથા છેવટ એક કલ્યાણ પોતે કરેલ બાળાઓ પાસે બોલાવવામાં આવેલ તે નીચે પ્રમાણે—

## નિતિની ગરબી—રાગ માઢ.

સજની રઢીઆળી છો બુદ્ધિશાળી નિતિ સંભાળો જેથી રહે કુળ લાજ,
આ સંસાર સાગર છે બહુ દુસ્તર તરવા સજોને આજ.—ટેક.

### સાખી.

પ્રથમ સુબોધ પાળવું શિયળ જે કુળવંતી નાર.
માતપિતાની આજ્ઞા પાળો ગુરૂ વચન નિરધાર.
ભાખો વિવેક વાણી દીલમાં આણી તો તમે શાણી પામશો કિર્તી
અપાર—સજની. ૧

### સાખી.

વહાલી બેનો સત્યજ વચનો વદવા નિશ્ચય જાણ,
દયાની સંગેથી ક્ષમા ધરીને શાંત વૃત્તિ ઉર આણ.
હસ્ય વદન રૂપાળું થઇ માયાળુ દીલ કરૂણાળુ વર્તો થઇ પ્રીયકર.
સજની. ૨

### સાખી.

સાસુ સસરાની સેવા નિત્યે કરીએ રાખી ખંત.
સ્વામીતણા માતાપિતાની સેવાનું ફળ અનંત.
એવું મનમાં વિચારી સહ આચારી સૈયરો મારી સમરવા સરજનહાર.
સજની. ૩

### સાખી.

પુર્ણ પતિવૃત આદરવાને પણ કરો પ્રિય બેન,
આજ્ઞાધારક પતિના થઈને, અર્પો તન મન ધન.
ભવતારણ પતિ છે ઇશ્વર પતિ છે એજ છે રક્ષણહાર.
સજની. ૪

## સાખી.

સૈયર પુર્ણ કેળવણી માટે રાખો મનમાં ખંત,
સંસારના વહેવારની માંહે ચલાવવું ઘર તંત્ર.
જેથી નિતીને રાખો નમ્રતા ભાખો, ભક્તિને દાખો, સંભારી કરૂણા
નિધાન—સજની. ૫

## સાખી.

નિતિના રીતની શિક્ષા સાચી હ્રદયે ધરો નિરધાર,
બાઇ સિતા વદે આ હિત શિક્ષા જીતવા આ સંસાર.
થશે શુશિલ ભામીની ઉત્તમ કામીની દીન જામીની વ્યવહારમાં
સુખકાર—સજની. ૬

# વિદ્યા વિષે ગરબી.

ધન અંબારે આરસુર પટરાણી તને જગત બધાએ જાણી—એ રાહ.

વિદ્યા માતારે ધન્ય પ્રતાપ તમારો, જેથી જન્મ સુધરે અમારો,
ગુણનિધિરે દીશે ન ગુણનો આરો, તમે આશિષ વચન ઉચારો—ટેક.

## ઝુલ.

તમથી જાણ્યા ભુમિ જળ ભાગો,
વળી જાણ્યા સુંદર રાગો,
જેથી કલેશ અમારો ભાગ્યો,
મા તુજથી રે જોયા શ્રેષ્ટ સમાજો, જેનો અનુભવ હ્રદયે તાજો.
વિદ્યા. ૧

તમથી આનંદ સઘળે સ્થાને,
ઋષી મુનિ રહે છે નિશદિન ધ્યાને,
મુરખ તજીને મનના ગુમાને,
નમ્ર વચનેરે જો પાદાંબુજ સેવાયે, તો નિશ્ચય મતી શુદ્ધ થાય,
વિદ્યા. ૨

મહા મુઢ તે પાવન થાય,
એવો પ્રબળ જેનો મહીમાય,
સઘળી દુર્મતી નિશ્ચય જાય,
નિતિ ભક્તિની ઉરમી પ્રગણે માય, જેથી કિર્તિ અવિચળ થાય.
વિદ્યા. ૩

ધન્ય ધન્ય છે સંગત તાહરી,
જેથી સુધરી સ્થિતિ અમારી,
ભવસાગર દ્યોને ઉતારી,
જગત અંબારે દયા દ્રષ્ટિ દીલધારી આ અરજી હ્યોને સ્વીકારી.
વિદ્યા. ૪

---

## રાગ કલ્યાણ.

વિજય વિજય વિજય થાઓ શ્રી સરસ્વતી,
ઉદય ઉદય ઉદય ચાહો જનુની ભારતી;
છળને કપટ ઝપટ જાઓ આપ સન્મતિ,
ભારત ભુમીતણા તનુજ કરે છે વિનતી. વિજય. ૧
આર્યવર્ત વિષે સકળ બાળ બાળકી,
રટણ દીન રેન કરો ગાઢ પ્રેમથી;
ભાગ્ય ઉદય જરૂર થશે સેવો સરસ્વતી,
સીત વદે શીખ ધરો મારી પ્રેમથી. વિજય. ૨



# સર્ટીફીકેટ.

ઇડર તાલુકાના ગુજરાતી સ્કુલના હેડ માસ્તર મી. બાપુજીરાવ વિઠ્ઠલને આ સર્ટીફીકેટ આપતાં મને આનંદ થાય છે કે તેમણે ઇડરની અંદર લગભગ વીસ વર્ષ પર્યંત એક શિક્ષક તરીકેની જે જીંદગી ગુજારી છે તે વિદ્યાર્થીઓને માટે ઘણીજ ફળદાયક અને કીંમતી નીવડી છે.

તેમની નેકનીષ્ટા, જીગરની લાગણી, અને એક સારા શિક્ષકે અજ્ઞાન બાળકો પ્રત્યે જે પ્રેમ, દાબ અને માયાળુ વર્ત્તણુક ચલાવવી જોઈએ, તેવું સદ્‌વર્ત્તન, શાન્ત પ્રકૃતિ અને નીશાળની આબાદી માટેની ઉલટ, તેમના માન, ગૌરવ, અને પ્રજાપ્રીયપણાને આભારી છે.

પ્રજાની આબાદીનો આધાર બાળકો અને કન્યાઓ ઉભયની કેળવણી ઉપર આધાર રાખે છે. ઇડરની પ્રજાને ઘણાજ સંતોષનું કારણ એ હતું કે બાળકોને કેળવણી આપવાને માટે મી. બાપુજીરાવ નીમાએલા હતા અને કન્યાઓની કેળવણી માટે તેમનાં સુશીલ પત્ની શ્રીમતી સીતાબા નીમાયેલાં હતાં. ઉભય સદ્‌ગુણી અને ખંતીલું જોડું એક શિક્ષક તરીકેની ફરજ ઉપરાંત પોતાની ધાર્મિક ફરજ સમજી બાળકોને ખરા અંતઃકરણથી કેળવતાં હતા. અને પ્રસ્તુત પ્રજાપ્રિય થઇ પડેલ સદ્‌ગુણી જોડું અન્ય સ્થળે સારો દ્રવ્ય લાભ થવાના સંજોગોને નહીં ગણકારતાં નિર્લોભ વૃત્તિથી પવિત્રપણે સેવાં બજાવતાં હતાં.

તેમના તાબામાં વિદ્યા મેળવનાર વિદ્યાર્થીઓને વિદ્યા સંપાદન કરવા ઉપરાંત એક સારા શિક્ષકના ઉમદા ગુણોનો સંસ્કાર પ્રાપ્ત થશે એમ હું એક ઈડરની પ્રજા તરીકે, તાલુકાના મામલતદાર તરીકે અને સ્કુલ કમીટીના સેંક્રેટરી તરીકે મને મળેલા અનુભવ ઉપરથી હું કહી શકું છું.

હું દિલગીર છું કે આવું સર્ટીફીકેટ હું તેમને પ્રથમ આપી શકયો નહિ, પણ જયારે તેમણે એકતાલીશ વર્ષની લાંબી

નોકરી પછી વૈરાગ્યવૃત્તિથી આપેલું રાજીનામું મંજુર થયાની ખબર મળ્યા પછી તેમને નિઃસ્વાર્થ વૃત્તિના સંજોગોમાં આ સર્ટીફીકેટ તેમને મોકલું છું કે જે તેમને કાંઇ પણ નોકરીને ઉપયોગી થઇ પડશે નહિ, પરંતુ એક રીત્યે આવા સંજોગોમાં તેમના ઉત્તમ ગુણોના પુરાવારૂપ કીંમતી થઇ પડશે.

તેમની ફરજ ઉપરાંત ઇડરમાં સ્થપાએલા પ્રજાકિય વિદ્યોત્તેજક ફંડમાં તેમણે પોતાના વખતના અને કાબેલીયતપણાનો સારો ફાળો આપ્યો છે તે માટે મ્હારે આનંદ સંતોષ પ્રદર્શીત કરવો જોઇએ.

આવા એક સુપાત્ર શિક્ષકના ખંતીલા શિક્ષણ નીચેથી પોતાના બાળકોને મુક્ત થતા જોઇને અર્થાત્ મી. બાપુજીરાવનું રાજીનામું મંજુર થયાની ખબર સાંભળીને પ્રજા દિલગીર થશે, તથાપી તેમની નિર્લોભ સંતોષીત્ વૃત્તિ, અને માણસે પોતાની ફરજમાંથી બીનકસુરે કેવી રીતે મુક્ત થવું જોઇએ એ સદ્‌ગુણ અન્યને અનુકરણીય અને દ્રષ્ટાંતરૂપ થઇ પડશે.

શ્રીમતી સીતાબાઇ બાળકીઓને પોતાના ઉત્તમ શિક્ષણથી કમનસીબ નહિ કરે એવી હું આશા રાખું છું. અને મી. બાપુજીરાવની વાનપ્રસ્થ જીંદગી સુખરૂપ ગુજરે એમ ચાહું છું.

તા. ૯ અકટોબર સને ૧૯૦૮ મુકામ ઇડર.

**ચુનીલાલ પુંજીરામ.**
મામલતદાર તાલુકે ઇડર.
અને સ્કૂલ કમિટીના સેક્રેટરી.

રવાના મી. બાપુજીરાવ વીઠુલ તરફ સ્કુલ કમીટીના મેંબર સેક્રેટરી તરફથી દંપત્તીને ઈનામ મોકલવા સાથે રવાના તા. ૯–૪–૦૯

સેક્રેટરી,

**ચુનીલાલ પુંજીરામ.**

મામલતદાર.

**મેંબર.**

ગુસાઇ શંકરગરજી મોહનગરજીની સહી.
મણીઆર કાશીરામ દેવચંદની સહી.
કોઠારી નાનચંદ પુંજીરામની સહી.
મણીઆર મથુર વેણીચંદની સહી.
ગુસાઈ ડાહ્યા ભારથી કેશર ભારથીની સહી.
મેતા મોહનલાલ નેમચંદની સહી.
દામોદર દોલતરામની સહી.
શા. પરશોતમ પદમસીની સહી.

**રા. માસ્તર બાપુજીરાવ,**

તમોએ તથા સીતાબાઈએ અમારા ગચ્છની કન્યાશાળામાંથી સીતાબાઈની તબીયત નાદુરસ્ત રહેવાથી તા. ૫–૭–૧૯૧૩ ના રોજ રાજીનામું આપેલ તે અમો મંજુર કરીએ છીએ. અમારી કન્યા મહિલાશાળા સાથે તમો દંપતિનો સંબંધ લગભગ અઢી વરસ સુધી રહ્યો છે અને તે દરમ્યાન અમોને, શાળાના કાર્યવાહકોને તમો બન્નેએ તમારી ડયુટીથી તેમજ રીતભાતથી બહુજ સંતોષ આપ્યો છે.

અમો તમને છોડવાને બહુ આંચકો ખાતા હતા, પણ સીતાબાઈની બીમારીના સબબથી અમોને તમારી માંગણી મંજુર કરવી પડી છે. તમો બન્ને સદ્ગુણી છો અને તમારી રીતભાત અને વર્તને અમારી શાળાની બાળાઓ ઉપર ઉમદી છાપ બેસાડી છે. ઇશ્વર તમો જોડાને સુખી રાખે એવી અમારી અંતઃકરણથી ઇચ્છા છે.

તા. ૫–૭–૧૩ પાલણપુર.

**મગન ઉંઝમ કોઠારી.**



# " સુચન "

સરવે વાંચક વૃંદ ગ્રહસ્થોને જણાવવામાં આવે છે કે પરમ પુજ્ય માસ્તર સાહેબ બાપુજીરાવ તથા તેવણના સુજ્ઞ-પત્ની સીતાબાઈનો ગ્લેજ કરેલ અસલ ઉત્તમ ફોટો હમારી-પાસે તૈયાર મલશે.

કિંમત રૂા. ૦-૪-૦.

મલવાનું ઠેકાણું,
**પંડયા જેઠાલાલ શિવરામ.**
**પંડયા અમથારામ ગંગારામ.**
મુ. ઈડર,
મહીકાંઠા.



# અગાઉથી ગ્રાહક થનારનાં.
## મુબારક નામ.



૨૫ પંડયા જેઠાલાલ શિવરામ.
૮ શા. શામલદાસ રાયચંદ.
૫ જસોદાબાઇ વિષ્ણુ.
૫ દોશી કેવલદાસ રાવજી,
૫ ગુસાંઇ ડાહ્યાભારથી કેસરભારથી.
૫ શેઠ પ્રહેલાદ કાશીરામ.
૫ -ઘરૂ હરગોવન છગન.
૫ માસ્તર શંકરલાલ ગુલાબરામ.
૨ શા. નરોત્તમ શરૂપચંદ.
૨ શા. જેઠાલાલ—
૨ શા. ડાહ્યાલાલ પરશોત્તમ.
૨ દેવ પરમાનંદ કીરપારામ.
૨ ભાઇ પ્રાણલાલ જીરાના દલાલ.
૧ રાજેશ્રી વાસુદેવ વિનાયક:
૧ શા. અમૃતલાલ મોતીચંદ.
૧ જોશી શીવશંકર નાથાભાઇ.
૧ પંડયા મગનલાલ. ગાંજાવાલા.
૧ પંડયા જીવરામ ધનેશ્વર.
૧ પંડયા પુંજીરામ ધનેશ્વર.
૧ ભાઈ જમનાદાસ ગાંજાવાલા.
૧ ભાઇ દોલતરામ.

